# गीर्वाणभाषाप्रवेश



नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।

लेखक

पांडुरंग विठ्ठल वळामे.

# गीर्वाणभाषाप्रवेश

## ( पूर्वार्ध )

### धोरण ४ अने ५ माटे

लेखक
पांडुरंग विठ्ठल वझे.
संस्कृत–अध्यापक
राष्ट्रीय आदर्श विनयमंदिर–अमदावाद.

आवृत्ति पहेली.

संवत् १९७९—सने १९२२

किंमत रु. १–८–०. टपाल खर्च जुदुं.



यत्करोमि यदश्नामि यज्जुहोमि ददामि यत् ।
यत्तपस्यामि वार्ष्णेय तत्करोमि त्वदर्पणम् ॥

दासानुदास

**पांडुरंग**

पुस्तक मळवानुं ठेकाणुं
अमृतलाल नाथाभाई मोदी
राष्ट्रीय आदर्श विनयमंदिर
घीकांटा-अमदावाद.

# પ્રસ્તાવના.

સંસ્કૃત વાઙ્મયના બાળ ઉપાસકોના હાથમાં આ લઘુ પુસ્તક મૂકતાં લાંબી પ્રસ્તાવનાની જરૂર નજ હોય. રાષ્ટ્રીય શિક્ષણની પ્રગતિ સાથે રાષ્ટ્રીય ધોરણાનુસાર લખાએલાં જેટલાં પાઠય-પુસ્તકો નીકળે તેટલાની જરૂર છે. સંસ્કૃત વાઙ્મય એ અમૂલ્ય વિચાર રત્નોનો સાગર છે; પણ એ મેળવવા મહાસાગરના ઉંડાણમાં ડૂબકી મારવાની જરૂર છે. સામાન્ય વિદ્યાર્થી તો સાગરની બાહ્ય ભવ્યતાથીજ ભડકી જાય છે, અને સ્વાભાવિક રીતેજ એના ઉંડાણમાં રહેલાં રત્નો વિષે સાશંક બની પાણીમાં પગ મૂકતાં પણ ગભરાય છે. આવા વિદ્યાર્થીઓનો, જાતે આગળ થઇ, યુક્તિ પ્રયુક્તિથી સમુદ્રમાં પ્રવેશ કરાવવો એ આ પુસ્તકનો હેતુ છે. એ હેતુ કેટલે દરજ્જે પાર પડયો છે તેનો વિચાર કરવાનું જે આ પુસ્તકનો ઉપયોગ કરે તેમનેજ સોંપીએ છીએ.

પ્રચલિત સર્વ પુસ્તકો લેખકની દૃષ્ટિએ આ હેતુ પાર પાડી શકયાં નથી. " માણસ કાચબા ખાય છે " અને **बिडालांस्ताडयति पुरुषः।** જેવાં વાકયો વાચીને વિદ્યાર્થીના મનમાં સંસ્કૃત ભાષા માટે શો પ્રેમ ઉત્પન્ન થાય? અને **सर्वे गुणाःकाञ्चनमाश्रयन्ते।** જેવાં વાકયો બાળકના કુમળા મનપર શા ઉચ્ચ સંસ્કાર પાડી શકે? આ પુસ્તકની અંદર અમે જે વાકયોની પસંદગી કરી છે તેમાંના લગભગ એંશીથી પંચાશી ટકા જેટલાં વાકયો રામાયણ, મહાભારત, મનુસ્મૃતિ, હિતોપદેશ, પંચતંત્ર, ગીતા, ઉપનિષદ જેવા સર્વમાન્ય ગ્રંથો અને કાલિદાસ, ભવભૂતિ, બાણ, હર્ષ, ભર્તૃહરિ વગેરે જેવા કવિઓનાં કાવ્યોમાંથી પસંદ કરેલાં છે. એથી શરૂઆતથીજ વિદ્યાર્થીઓને ઉત્તમ વાઙ્મયનો પરિચય થાય અને એમના મન ઉપર ઉચ્ચ આર્ય આદર્શોનું પ્રતિબિંબ કોરાઇ રહે.

સંસ્કૃત વ્યાકરણ એ વિદ્યાર્થીઓના માર્ગમાં મોટો ખાડો છે. તેમાંજ **कृणात्यसौ द्विषां दर्पं शिरस्तेषां निकृन्तति।** જેવા કેવળ વ્યાકર-

ણુની દૃષ્ટિથી લખાએલા શ્લોકો વાંચીને છોકરાઓને સંસ્કૃત ભાષા માટે પ્રેમ ઉત્પન્ન થવાની વાત તો બાજુએ રહી પણ ઉલટો તિરસ્કાર ઉત્પન્ન થાય છે એ વાત પણ અનુભવી શિક્ષક કબૂલ કરશે. એટલે અમે એવા શ્લોકોને સ્થાન ન આપતાં એમને બદલે સારા નીતિના શ્લોકોને સ્થાન આપ્યું છે. આખા પુસ્તકમાં લગભગ સવાસો ઉપર શ્લોક મૂકવામાં આવ્યા છે. વ્યાકરણ અમારાથી બને તેટલું સરળ કરવાનો પ્રયત્ન કર્યો છે, અને ભારે ભાગ પાછળ રહેવા દઈ સહેલા ભાગનો વિચાર પ્રથમ કરવામાં આવ્યો છે. સંસ્કૃત જેવી અપ્રચલિત ભાષા બિલકુલ વ્યાકરણ વગરનો નજ શિખી શકાય, એવું અમારૂં માનવું છે એટલે વ્યાકરણનો તદ્દન બહિષ્કાર અમે નથી સ્વીકાર્યો ભારે ભારે ભાગ લીટિની નીચે અને એથી પણ ભારે પાછળ પરિશિષ્ટમાં આપવાની વ્યવસ્થા કરવામાં આવી છે; જેનો ઉપયોગ પુનરાવૃત્તિ વખતે જરૂર જણાય તો કરી શકાય કેટલેક ઠકાણે વ્યાકરણનાં સૂત્રો આપ્યાં છે, જેથી વ્યાકરણના નિયમો સહેલાઈથી ધ્યાનમાં રહે. છતાં દરેક નિયમનું સૂત્ર આપીને વ્યર્થ પાંડિત્ય નથી કર્યું.

પાઠોની સંખ્યા વ્યર્થ વધી ન જાય તે માટે પાઠ જાણી જોઈને લાંબા કરવામાં આવ્યા છે અને પાઠને શોભે તેમ વાક્યોની સંખ્યા પણ વધારે આપવામાં આવી છે. વાક્યોને છેડે થોડાક શ્લોકો પણ આપવામાં આવ્યા છે. કેટલેક ઠેકાણે શબ્દકોષ લાંબો લાગવાનો સંભવ છે; પણ બધા પાઠ એકે દિવસેજ કરવાનો ન હોવાથી તથા શબ્દો મ્હોઢે કરાવ્યા પછીજ પાઠની શરૂઆત કરવી એમ ન હોવાથી મુશ્કેલી નડવાનો સંભવ નથી. શબ્દો વર્ણાનુક્રમે ગોઠવવામાં આવ્યા છે જેથી પહેલથીજ છોકરાઓને કોષ વાપરવાની ટેવ પડે. દરેક પાઠને ઓછામાં ઓછું એક અઠવાડિયું અપાય અને એ ધોરણમાં થઈને પુસ્તક પૂરૂં થાય એ દૃષ્ટિથી પાઠોની સંખ્યા અને ક્રમ ગોઠવવામાં આવ્યાં છે.

ગુજરાતીમાંથી સંસ્કૃતમાં ભાષાન્તર કરવા માટે વાક્યો છેવટે સામટાં આપવામાં આવ્યાં છે. એનો હેતુ એટલોજ છે કે કેટલાક લોકોના અભિ-

પ્રાય પ્રમાણે વિદ્યાર્થીઓના મગજ પર એ વ્યર્થ બોજો છે; કારણકે સંસ્કૃતમાં સ્વતંત્ર વાક્યરચના કે વક્તૃત્વ કરવાની મહત્વાકાંક્ષા ઘણાજ થોડા વિદ્યાર્થીઓને હોય છે. ઘણાખરા વિદ્યાર્થીઓ તો સંસ્કૃત સાહિત્ય સાથે પરિચય થાય અને ગુજરાતી ભાષાના અભ્યાસમાં એની મદદ થાય એ દૃષ્ટિથીજ સંસ્કૃત શિખે છે. આ વિચારના માણસો સહેલાઈથી એ વાક્યો છોડી શકે અને એમની જરૂર જણાય તે એનો ઉપયોગ પણ કરી શકે એ હેતુથી એક વિદ્વાન્ માણસની સલાહથી અમે ઉપરની રચના કરી છે. દરેક પાઠને મથાળે કૌંસમાં એ પાઠમાં વાપરવાના વ્યાકરણ વિભાગ વિષે સૂચના આપવામાં આવી છે.

વિદ્યાર્થીઓમાં સ્વાશ્રયની ટેવ કેળવાય અને તેમની સ્મરણ શક્તિ તીવ્ર થાય તે માટે છેવટે સંસ્કૃત-ગુજરાતી કોષ આપવામાં આવ્યો નથી. ગુજરાતી-સંસ્કૃત કોષની વ્યવસ્થા કરવામાં આવી છે. પરિશિષ્ટમાં પુનરાવર્તન વખતે ઉપયોગી થઈ પડે તે માટે બધા સંધિ નિયમોનો કોઠો આપવામાં આવ્યો છે.

આમ બને તેટલી મહેનતે પુસ્તકને ઉપયોગી અને સહેલું હોવા સાથે રસમય બનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. અમે પ્રચલિત પુસ્તકો કરતાં દૂર નજર નાંખી શક્યા હોઈએ તો તે એમને ખભે બેસવાનો લાભ મળ્યાનેજ આભારી છે. તેથી એ સર્વ પુસ્તકોના વિદ્વાન લેખકોનો, ખાસ કરીને ડૉ. ભાંડારકર, રા બ કમળાશંકર અને રા. મહાદેવ શિવરામ ગોળે ા, જેટલો આભાર માનીએ તેટલો થોડો છે. એ ઉપરાંત મરાઠી "**संस्कृत प्रवेश**" ના લેખક રા. રાજારામ દામોદર દેસાઇનો પણ ઉપકાર માનવાનું ભૂલવું ન જોઇએ; કારણ કે એમના પુસ્તકનો પણ પ્રસ્તુત પુસ્તકની રચનામાં ઘણો ઉપયોગ થયો છે. એ શિવાય જાણ્યે અજાણ્યે જે જે પુસ્તકોનો આધાર લેવાયો હોય તે તે પુસ્તકોના વિદ્વાન્ લેખકોનો આભાર માનવાની પણ અમે અમારી ધાર્મિક ફરજ સમજીએ છીએ.

પણ સૌથી વધારે ઉપકાર તો અમારે અમારા વિદ્યાર્થીઓનો માનવાનો રહ્યો; કારણકે એમણે કેવળ લેખકમાં નિષ્ઠા રાખી લગભગ આખું વરસ પુસ્તક વગરજ ચલાવી લીધું અને લેખકને જે જે પ્રયોગ કરવાની જરૂર જણાઈ તે તે હસીને મોઢે કરવા દીધો. એ ઉપરાંત અત્રેના રાષ્ટ્રીય આદર્શ વિનયમંદિરના આચાર્યશ્રી રામશંકર હરજીવન ત્રિપાઠીનો પણ ઉપકાર માનવાનો રહ્યો; કારણકે એમણે પુસ્તક તૈયાર થયા પહેલાંજ પોતાની શાળામાં એ દાખલ કરવાનું અભિવચન આપી લેખકને ઉત્તેજન આપ્યું બીજી કેટલીએ વ્યક્તિઓનો આશીર્વાદ અને સક્રિય સહાનુભૂતિ આ પુસ્તક તૈયાર થવામાં કારણીભૂત થઈ છે; પણ એ બધાનો નામ નિર્દેશ કરી એમની મદદની મર્યાદા બાંધવાની ઇચ્છા નથી છેવટે અત્રેના સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસના માલિક રા. મુળચંદભાઈ ત્રિકમલાલનો ઉપકાર માનવાનો રહ્યો; કારણકે એમણે પ્રેસની ઘણી અગવડો વેઠી લગભગ પચીસેક દિવસની ટૂંકી મુદતમાંજ પુસ્તક તૈયાર કરવાનું બીડું ઝડપી અમારા ઉત્સાહમાં વધારો કર્યો.

આજ કાલ મોટા લોકોની પાસેથી પ્રસ્તાવના લખાવવાનો લગભગ રિવાજજ થઇ પડયો છે. પુસ્તકમાં પોતાની કિમત ન હોય તો તેને મોટાની પ્રસ્તાવનાથી આગળ લાવવાનો પ્રયત્ન કરવો એ અમારી દૃષ્ટિથી પાપ છે, અને પુસ્તકમાં પોતાની કિંમત હોય તો એને આગળ આવવા માટે મોટી પ્રસ્તાવનાની જરૂર નથી એવું અમારૂં નમ્ર મંતવ્ય છે. **उत्पत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा। कालोह्ययं निरवधि र्विपुला च पृथ्वी ॥** એ ભવભૂતિની વાણીમાં અમને અખૂટ શ્રદ્ધા છે, અને તેથીજ અમે કોઇ મોટા માણસને અમારે માટે પ્રસ્તાવના લખવાની તસ્દી આપવાનું ઉચિત ધાર્યું નથી; અને જેવું સૂઝયું તેવુ જાતેજ લખી નાખ્યું છે. પુસ્તકની ઉપયોગિતામાં વધારો કરે એવી વ્યવહારૂ સૂચનાઓનો હવે તે દિશામાંથી આવે તોપણ સાભાર સ્વાકાર કરવામાં આવશે.

અંતમાં વાચકવર્ગને **प्रायेण मुह्यन्ति हि ये लिखन्ति** એ

અનુભવોક્તિ યાદ દેવડાવીએ છીએ. ઉતાવળને લીધે, જ્ઞાન અને અનુભવની ઉણપને લીધે કે પ્રેસની અગવડતાને લીધે જે ભૂલ ચૂક પુસ્તકમાં રહી ગઈ હોય તેને માટે વાચકવર્ગની નિખાલસ દિલે માફી માગી, શુદ્ધિપત્ર પ્રમાણે એ ભૂલો સુધારી લેવાની અને આખા પુસ્તકમાંથી હંસવૃત્તિથી

**यद्रोचते तद्ग्राह्यम्।**
**यन्न रोचते तत्त्याज्यम् ।**
**सुखेनैव भोक्तव्यम्।**

એવી વિનંતિ સાથે

રાષ્ટ્રીય આદર્શ વિનયમંદિર
ઘીકાંટા
અમદાવાદ.

વિદ્વત્પાદરજ
પાંડુરંગ વિઠ્ઠલ વળામે.

---

તા. ક. પુસ્તકનો ઉત્તરાર્ધ તૈયાર થાય છે. દિવાળી સુધીમાં બહાર પડશે.

# અનુક્રમણિકા.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૧ | ऋ ऌ | उ ऋ ऌ |
| ५ | २ | औँ | औ |
| १२ | १७ | ऌ | ऌ् |
| १४ | ९ | जीव् જીતવું | जीव् જીવવું. |
| २१ | १२ | ચ. ગ. | ૪. ગ. |
| ,, | १३ | સે. વ. | એ. વ. |
| २२ | ४ | सीतयाः | सीतयोः |
| ,, | ५ | ,, | ,, |
| २३ | ६ | वादित्रं | वादित्रं |
| २७ | ९ | अस्मद् | अस्मद् |
| ,, | १० | ગામો | નામો |
| ,, | १३ | સંબોધનાં | સંબોધનનાં |
| २८ | २३ | ताति | तानि |
| २९ | ७ | अनौ | पनौ |
| ३० | २ | दर्बला | दुर्बला |
| ३१ | २१ | धज्ञेन | धनेन |
| ३३ | ४ | કરવા | કરવું |
| ,, | ५ | स्मृह् | स्पृह् |
| ,, | १५ | સવો | सर्वा |
| ३४ | १४ | क्रीडन्त्येतादृशो | क्रीडन पतादृशो |
| ३६ | ३ | पतादृश | पतादृश |
| ३७ | १३ | ,, | भानू |
| ,, | २५ | मनुष्यः | मनुष्यः |
| ,, | ,, | महत्व | महत्वं |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૮ | ૨ | रात्रो | शत्रो |
| ,, | ૭ | रक्षति | रक्षन्ति |
| ૩૯ | ૮ | मयूख | मयूखै |
| ,, | ૧૦ | सदृश | सदृशः |
| ,, | ૧૨ | रतरः | क्रूरतरः |
| ૪૦ | ૨ | रघुनन्दम् | रघुनन्दनम् |
| ,, | ૮ | अङ्गनाश्च | अङ्गना |
| ૪૧ | ૨૬ | पद् | पद् |
| ૪૨ | ૨ | सिह | सिंह |
| ૪૪ | ૧ | अस्मद् | अस्मद् |
| ,, | ૫ | अस्माभि | अस्माभिः |
| ,, | ૧૭ | युवयो | युवयोः |
| ૪૫ | ૨ | आदित्ययुप | आदित्यमुप |
| ,, | ૧૩ | भागेषु | भोगेषु |
| ,, | ,, | पशुभि | पशुभिः |
| ૪૬ | ૩ | दुर्मिक्षे | दुर्भिक्षे |
| ,, | ૪ | राजद्वारे | राजद्वारे |
| ૪૯ | ૨૭ | ा ह | हि |
| ૫૦ | ૨૧ | विद्वाऽपि | विद्वोऽपि |
| ૫૧ | ૩ | व्याधितेषु | व्याधितेषु |
| ૫૨ | ૨૫ | सूर्थ | सूर्य |
| ૫૪ | ૨૪ | उद् + उयते | उद् + डयते |
| ૫૫ | ૯ | वदन्ति | वदन्ति |
| ,, | ૧૩ | कपया | कपयो |
| ૫૬ | ૨૫ | कतुम् | कर्तुम् |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ५७ | १३ | भा: | भोः |
| ५८ | २१ | सचित | संचित |
| ,, | ५ | गह् | गाह् |
| ६० | १२ | श नीय | शङ्कनीयः |
| ६१ | ३ | तार्थादकं | तीर्थादकं |
| ,, | १० | यदुत्कृष्टं | यदुत्कृष्टं |
| ,, | १२ | अम्भादा | अम्भोदा |
| ६३ | ३ | भति | मूति |
| ६५ | ४ | कतन् | कर्तॄन् |
| ,, | ५ | क ॄ भि: | कर्तॄभि: |
| ,, | १० | कर्ताः | कर्तार: |
| ६६ | २ | स्पसृ: | स्वसृः |
| ६८ | १७ | मातॄ | वित्त |
| ६९ | ६ | ईव | ईव |
| ७१ | २ | स्नापि । ऽपि | स्नापतोऽपि |
| ,, | ७ | नार णां | नारीणां |
| ,, | १५ | नीचे रर्थ्यं | नीचैरारर्थ्यं |
| ,, | १६ | स्यग्रता | स्याग्रतो |
| ,, | १७ | सूक्तन | सूक्तेन |
| ,, | १८ | परि जेत | परित्यजेत |
| ७२ | २३ | पवक | पावक |
| ७६ | ५ | બનાવનાર | બતાવનાર |
| ,, | २२ | चारयित्वा | चोरयित्वा |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ७७ | १ | बागतः | वागतः |
| ,, | २ | द्रुह्ययुः | द्रुह्युः |
| ,, | ३ | मृदुन वारभते | मृदुनवारभते |
| ८० | १९ | आसाः | आसीः |
| ८१ | ७ | पर्यणयत् | पर्यणयत् |
| ८२ | ११ | સ્થિર; અનિશ્ચિત | સ્થિર; નિશ્ચિત |
| ८४ | २५ | स्ट | स्तृ |
| ८५ | २३ | मादकान् | मोदकान् |
| ८७ | ६ | श्वा | श्वो |
| ,, | ८ | श्रयते | श्रूयते |
| ,, | ९ | विदीयते | विदीर्यते |
| ,, | १८ | मादकाः | मोदकाः |
| ९२ | ५ | संसाराऽय | संसारोऽय |
| ९२ | ७ | सारङ्गण | सारङ्गेण |
| ,, | १५ | कर्तुमुद्यनः | कर्तुमुद्यतः |
| ,, | १८ | हर्तुमिच्छति | हर्तुमिच्छति |
| ९३ | २ | ह्मा | ह्मो |
| ९६ | ९ | आम् | आम् |
| ९७ | १४ | समिघ् (द्) | समित्-द् |
| ९९ | १ | दृश्यते | दृश्यते |
| १०५ | १५ | स्मर्यमाण | स्मर्यमाण |
| १०८ | ९ | स्थेय | स्थेयं |
| १०९ | ४ | वयमाप | वयमपि |
| ,, | ५ | कजन्तं | कूजन्तं |
| ,, | १३ | स्वजना पि | स्वजनादपि |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ११० | २४ | मह शैल | महाशैल |
| १११ | १४ | कनीयाभ्याम् | कनीयोभ्याम् |
| ,, | ,, | कनीयाभिः | कनीयोभिः |
| ११३ | १ | चिन्तित | चिन्ततं |
| ,, | १० | क्षप्त्वा | क्षिप्त्वा |
| ११४ | १६ | समनरूप– | समानरूप |
| ,, | २६ | પ ર શષ્ટમ | પરિશિષ્ટમાં |
| ११५ | १० | બાળી નાખતું તે | બાળી નાખવું તે |
| ११६ | ६ | प्रत्यु ( त्यू ) | રહેવાર |
| ११८ | १० | राज्ञाः | राज्ञोः |
| ११९ | ९ | व्याम | व्योम |
| ,, | १० | ,, | ,, |
| ,, | ,, | वत्मन् | वर्त्मन् |
| १२० | १३ | प्राथितमर्थमधि | प्रार्थितमर्थमधि |
| १२१ | २० | कथं न | कथं नु |
| १२३ | २४ | નપસ્વી | તપસ્વી |
| १२५ | २३ | स्यन्द | स्यन्द् |
| १२६ | ३ | શબ્ડ | શબ્દ |
| १२७ | ३ | चक्षषो | चक्षुषी |
| ,, | ४ | અનવાળાં | અન્તવાળાં |
| १२८ | ११ | क्षणविध्वंसि | क्षणविध्वंसि |
| ,, | २५ | चेतस | चेतस् |
| १२९ | १२ | कमिभ्य | कर्मिभ्य |
| ,, | २२ | करोत | करोति |
| ,, | २५ | दोषाभतम् | दोषाभूतम् |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| १३४ | ८ | गृह्म | गृह्मे |
| ,, | २५ | बध्नातिः | बध्नाति |
| १३५ | १० | भतः | भर्तः |
| १३६ | ७ | भवत्या | भक्त्या |
| ,, | ८ | प्र गृह्णाति | प्रतिगृह्णाति |
| १४० | २ | રાંજા | રાજા |
| १४१ | २ | સ્વરાદ | સ્વરાદિ |
| ,, | १९ | सुनुयाव सुनुयाम् | सुनुयाव सुनुयाम |
| १४२ | १० | अश्नुध्वे | अश्नुध्वे |
| १४३ | ८ | कुवन्ति | कुर्वन्ति |
| ,, | ११ | कुवः | कुर्वः |
| १४४ | ९ | समर्थीकरोताति | समर्थीकरोतीति |
| ,, | ११ | साम | सोम |
| ,, | १४ | चक्रवतिनं | चक्रवर्तिनं |
| १४६ | ११ | अङ्गा | अङ्गी |
| १४७ | ९ | વેગવવાન | વેગવાન |
| १४९ | १ | ाध | धि |
| ,, | १९ | न तृ | सृ ने तृ |
| १५१ | ३ | अतृंह्य | अतृंह्म |
| १५४ | ४ | प्रतन्वन्तिः | प्रतन्वन्ति |
| ,, | १६ | नाच्छिद्यन्ते | नोच्छिद्यन्ते |
| १५७ | १ | विकार्णसलिल | विकीर्णसलिल |
| ,, | ४ | विकार्ण | विकीर्ण |
| १६१ | ५ | आहतु | आहतुः |
| ,, | २० | जाग तुं | जागतु |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| १६२ | ६ | यस्य नास्ति | यस्य मे नास्ति |
| १६८ | २० | रादिमि; | गोदिमि; |
| १७० | १८ | दाग्धि | दोग्धि |
| १७५ | १९ | ानर्भ यम् | निर्भयम् |
| १७७ | २० | ददै। | दुर्दैव |
| ,, | २३ | ઢાંકવું ને; | ઢાંકવું તે; |
| १७८ | ३ | सहस्रदाधिति | सहस्रदीधिति |
| १८१ | २१ | मिमाथा: | मिमीथाः |
| १८२ | ५ | ऐयरु | ऐयरुः |
| ,, | १२ | ननिक्षे | नेनिक्षे |
| १८३ | १३ | अजुहम् | अजुहवम् |
| १८५ | २ | जनपद | जनपदै |
| ,, | ४ | नाति | नीति |
| ,, | १० | का | को |
| ,, | ,, | जन्ता | जन्तो |
| ,, | ,, | द्वारिणि | द्वाराणि |
| ,, | ११ | धातुमाष्टे | धातुमीष्टे |
| ,, | ,, | या | यो |
| ,, | २१ | भूमो | भूमौ |
| १८६ | ८ | वदेहि | वैदेहि |
| ,, | १६ | लक्षणामदं | लक्षणमिदं |
| १८७ | ३ | कमितमेव | कामितमेव |
| ,, | ,, | दाग्धि | दोग्धि |
| ,, | ६ | स्पृष्टा | स्पृष्टो |
| ,, | १२ | शा | शी |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| १८८ | २ | प्रपाषितो | प्रपोषितो |
| „ | „ | यैस्तानव | यैस्तानेव |
| „ | ३ | दुर्जना | दुर्जनो |
| „ | ४ | विनाऽमध्यं | विनाऽमेध्यं |
| „ | ७ | पुष्पाण | पुष्पाणि |
| „ | १२ | गाहेन्न | रोहेन्न |
| „ | १८ | संविभज्याश्रितेभ्या | संविभज्याश्रितेभ्यो |
| १८९ | २२ | अत्मवत् | आत्मवत् |
| १९२ | १६ | विश्व | विश्वं |
| „ | १७ | सज्जनसङ्ग | सज्जनसङ्गे |
| „ | २४ | मज गो० | भज गो० |
| १९० | १० | વિલમ્બ | વિલંબ |
| १९८ | १७ | ઇશ્વર તે | ઇશ્વર પોતે |
| २०१ | ११ | હરાવ્યા | મ રી નાખ્યા |
| २०३ | २१ | જર્નોવા | જવાની |
| २०८ | २ | યધેષ્ટ | યથેષ્ટ |
| २१० | १९ | उप्ण | उष्ण |
| २१२ | १ | मूभ्य | मूल्य |
| २१२ | ३ | ખગર नूनम् | ખરેખર नूनम् |
| २१४ | २४ | ટપકવું स्त्र १. ५. | ટપકવું स्नु १. ५ |
| २१५ | १३ | नपावन | तपोवन |
| २१६ | ९ | मसार | संसार |
| „ | १३ | દર્વાસા | દુર્વાસા |
| „ | २० | દેડકો मेक | દેડકો भेक |
| „ | ८ | द्वेष्ट | द्वेष्टृ |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૧૭ | ९ | आश्चं | आश्चर्य |
| ૨૧૭ | १३ | हस्व | ह्रस्व |
| ,, | १६ | पादयः + पत् | पादयोः + पत् |
| ૨૧૮ | ૪ | પિરષદ | પરિષદ |
| ,, | ૨૦ | પેહરવું | પહેરવું |
| ૨૨૦ | ૨૩ | भातृ | भ्रातृ |
| ૨૨૨ | ૨૨ | मुह् (मूर्च्छति) ४. ५ | मुह् ४. ५. मुर्छ् (मूर्च्छति) ०. ५. |
| १३ | ६ | रतरः | क्रूरतरः |
| ,, | २२ | सूर्थ सूर्य | સૂર્થ સૂર્ય |
| १४ | १६ | स्नाापतोऽपि | स्नापितोऽपि |
| १६ | ૯ | चिन्ततं | चिन्तितं |



ॐ श्रीगणेशाय नमः

# गीर्वाणभाषाप्रवेश.

## ( पूर्वार्ध )

नत्वा सरस्वतीं देवीं शब्दार्थान्तरधारिणीम् ।
देवभाषाप्रवेशार्थं क्रियते पुस्तकं त्विदम् ॥
आङ्ग्लभाषानिबद्धानि सन्त्येव पुस्तकान्यपि ।
इदं तु गुर्जरीबद्धं ज्ञानसौकर्यहेतवे ।

## પ્રાસ્તાવિક.

### અક્ષર વિચાર.

સંસ્કૃતભાષાને દેવભાષા કહે છે. દેવ એટલે ચળકતા—ઉજળા; અને ઉજળા લોકોની—સુધરેલા લોકોની ભાષા તે દેવભાષા. તેથીજ એને સંસ્કૃતભાષા પણ કહે છે. સંસ્કૃત એટલે સંસ્કાર પામેલી—શુદ્ધ કરેલી. એને ગીર્વાણભાષા પણ કહે છે. ગીર્વાણ એટલે દેવ.

સંસ્કૃત ભાષા ઘણુંકરીને જે લિપિમાં લખવામાં આવે છે તે લિપિને દેવનાગરી કહે છે. દેવનાગરી એટલે દેવોના નગરમાં વપરાતી. આ લિપિમાં તેર સ્વર અને તેત્રીસ વ્યંજન મળીને એકંદર છેંતાળીસ અક્ષરો છે. જે અક્ષરોનો ઉચ્ચાર પોતાની મેળે થઇ શકે છે તે સ્વર કહેવાય છે. ક માં ક્ અને અ એ બે અક્ષરો છે. જેમ અ, આ, વગેરેનો ઉચ્ચાર પોતાની મેળે—એમાં કંઇ પણ ઉમેર્યા વગર—

થઈ શકે છે તેમ ક્ ખ્ વગેરેનો ઉચ્ચાર એમાં કંઈ પણ ઉમેર્યા વગર થઈ શકતો નથી. ઉચ્ચાર માટે એમાં અ, આ, વગેરેમાંથી કોઈ સ્વર ઉમેરવો પડે છે; તેથી એને વ્યંજન કહે છે. વિ એટલે વિશેષ અને અંજન એટલે મેળવણી. જેનો ઉચ્ચાર એમાં સ્વરનું વિશેષ અંજન એટલે મેળવણી કર્યા વગર થઈ શકતો નથી તે વ્યંજન.

**સ્વર—अ आ इ ई उ ऊ ऋ ॠ ऌ ए ऐ ओ औ.**

(૧) જે સ્વરનો ઉચ્ચાર કરવામાં એક માત્રા× જેટલો વખત લાગે તે હ્રસ્વ સ્વર કહેવાય છે. તેઓ પાંચ છે—**अ इ ऋ ऌ.**

(૨) જે સ્વરનો ઉચ્ચાર કરવામાં બે માત્રા જેટલો વખત જાય તે દીર્ઘ સ્વર* કહેવાય છે. **आ ई ऊ ॠ** એ અનુક્રમે **अ इ उ ऋ**નાં દીર્ઘરૂપો છે. **ऌ** નું દીર્ઘરૂપ નથી.

(૩) **ए ऐ ओ औ** પણ દીર્ઘ સ્વર છે. આ સ્વરો સંધિસ્વર અથવા સંયુક્ત સ્વરો પણ કહેવાય છે; કારણકે એ દરેકમાં બે સ્વર મળેલા છે.

| | |
|---|---|
| **ए = अ** કે **आ + इ** કે **ई** | **ओ = अ** કે **आ + उ** કે **ऊ** |
| **ऐ = अ** કે **आ + ए** | **औ = अ** કે **आ + ओ** |

ं અનુસ્વાર   : વિસર્ગ   ँ—અનુનાસિકનું ચિન્હ.

---

× સંગીતમાં તાલ માપવા માટે બહુ ઉતાવળથી નહીં તેમજ બહુ ધીરેથી નહીં એવી રીતે હાથથી તાળી વગાડવામાં જેટલો વખત જાય છે તેને માત્રા કહે છે.

* ગાવા, રડવા વગેરે ક્રિયામાં તથા કોઇને દૂરથી બોલાવવામાં સ્વર બે માત્રા કરતાં વધારે લંબાય છે ત્યારે તેને પ્લુત કહે છે.

વ્યંજન—

| | | | |
|---|---|---|---|
| स्पर्श [૧] | क् ख् ग् घ् ङ् | क વર્ગ | ( कु ) |
| | च् छ् ज् झ् ञ् | च વર્ગ | ( चु ) |
| | ट् ठ् ड् ढ् ण् | ट વર્ગ | ( टु ) |
| | त् थ् द् ध् न् | त વર્ગ | ( तु ) |
| | प् फ् ब् भ् म् | प વર્ગ | ( पु ) |
| अन्तःस्थ [૨] કે अर्धस्वर | य् र् ल् व् | ऊष्माक्षर[૩]—श् ष् स् ह् | |

સંસ્કૃતમાં ळ् નથી. પણ વેદની ભાષામાં ळ् વપરાએલો નજરે પડે છે; લોકભાષામાં વપરાએલો નથી.

બે કે વધારે વ્યંજનો એકઠાં થઇ જે એક અક્ષર બને છે તેને જોડાક્ષર કહે છે. કેટલાંક જોડાક્ષરો:—

( ઉચ્ચારની સુગમતા માટે આ જોડાક્ષરો अ ઉમેરીને લખ્યાં છે )

क्ष-ક્ + ષ્; क्त-ક્ + ત; च्छ्र-ચ્ + છ્ + ર્; ह्म-હ્ + મ; ह्व-હ્ + વ્; ज्ञ-જ્ + ઞ્; क्त्र-ક્ + ત + ર્; ह्ण-હ્+ણ્; ह्य-હ્ + ય્; द्व्र-દ્ + વ્ + ર્; ल्क्य-લ્ + ક + ય્.

આપણે બોલવાનો પ્રયત્ન કરીએ છીએ ત્યારે ડુંટીમાંથી વાયુ

---

૧ क् થી म् સુધીનાં ૨૫ વ્યંજનો स्पर्श કહેવાય છે; કારણકે એમનો ઉચ્ચાર કરતી વખતે જીભનું ટેરવું, દંત વગેરે ઉચ્ચારનાં સ્થાનોને અડકાડવું પડે છે. ( स्पर्श-અડકવું )

૨ આ વ્યંજનો स्पर्श અને ऊष्म વ્યંજનોની વચમાં આવેલાં છે માટે તેમને अन्तःस्थ ( વચમાં રહેનાર ) કહે છે. તેઓ અનુક્રમે इ ऋ लृ ને उ ના અર્ધસ્વર છે.

૩ આ અક્ષરો ऊष्माक्षर કહેવાય છે કારણ કે એમનો ઉચ્ચાર કરવામાં ऊष्म ( ગરમી) વાયુ પ્રધાન છે

ઉચે ચઢે છે અને કંઠ, તાળવું, દાંત વગેરે ઠેકાણે અથડાય છે અને તેથી વર્ણ કે અક્ષર ઉત્પન્ન થાય છે. એ ઉપરથી અક્ષરોનાં કંઠ, તાલુ, મૂર્ધન્,* દંત, ઓષ્ઠ તથા નાસિકા એવાં ઉચ્ચારસ્થાન પડેલાં છે. દરેક સ્થાનનાં અક્ષરો સહેલાઈથી યાદ રહે તે માટે નીચે કૌમુદી (સંસ્કૃત વ્યાકરણ ગ્રંથ) માંથી ઉતારા ટાંક્યા છે.

| | |
|---|---|
| **अकुहविसर्जनीयानां कण्ठः** | ( अ, आ, कु-कવર્ગ, ह् ને વિસર્ગનું કંઠસ્થાન ) |
| **इचुयशानां तालु** | ( इ, ई, चु-चવર્ગ, य् ને श् નું તાલુસ્થાન ) |
| **ऋटुरषाणां मूर्धा** | ( ऋ, ॠ, टु-टવર્ગ, र् ને ष् નું મૂર્ધાસ્થાન ) |
| **लृतुलसानां दन्ताः** | ( लृ, तु-त વર્ગ, ल ને स् નું દન્તસ્થાન ) |
| **उपूपध्मानीयानामोष्ठौ** | ( उ, ऊ, पु-प વર્ગને उपध्मानीय+ નું ઓષ્ઠસ્થાન) |
| **ञमङणनानां नासिका** | ( ञ्, म्, ङ्, ण ને न् એ નાસિકાસ્થાની પણ છે ) |
| **यरलवा अन्तःस्थाः** | ( य् र् ल् व् એ અર્ધસ્વર કે અન્તઃસ્થ કહેવાય છે ) |
| **वकारस्य दन्तोष्ठम्** | ( व् નું સ્થાન દંતોષ્ઠ છે ) |

---

* દાંતથી સ્હેજ ઉપરનો ભાગ તે તાલુ અને એથી પણ ઉપરનો વાટકી જેવો ભાગ તે મૂર્ધન્.

+ જૂના વખતમાં प् ની પૂર્વે અર્ધ વિસર્ગ જેવું ≍ આવું ચિન્હ વપરાતું તેને **उपध्मानीय** કહે છે—**राम ≍ पाति** ( **रामः पाति** ) હાલમાં **उपध्मानीय** લખવાનો પ્રચાર નથી.

**एदैतोः कण्ठतालु** (**ए ऐ** નું સ્થાન કંઠતાલુ)
**ओदौतोः कण्ठोष्ठम्** (**ओ औ** નું સ્થાન કંઠોષ્ઠ)

(૧) દરેક વર્ગના પહેલા બે અક્ષરો તથા **श् ष् स्** એ તેર વ્યંજનો **अघोष** અથવા કઠોર વ્યંજનો કહેવાય છે, અને બાકીનાં બધાં **घोष** અથવા મૃદુ વ્યંજનો કહેવાય છે.

(૨) દરેક વર્ગનો બીજો અને ચોથો તથા **श् ष् स् ह्** એ વર્ણો ઉચ્ચારતાં બીજા વર્ણો કરતાં વધારે શ્વાસ લેવો પડે છે માટે એ **महाप्राण** કહેવાય છે; બાકીનાં વ્યંજનો **अल्पप्राण** કહેવાય છે.

(૩) એકજ સ્થાનના અથવા જેમાં માત્ર હ્રસ્વ દીર્ઘનોજ ફેર હોય તે સ્વરો **सवर्ण** અથવા **सजातीय** કહેવાય છે. બાકીનાં જોડકાં **असवर्ण** અથવા **विजातीय**–છે. જેમકે

**अअ; आअ; ईइ; ऊऊ** વગેરે જોડકાં સવર્ણ છે; અને
**अइ; ईउ; इअ; आऋ** વગેરે જોડકાં અસવર્ણ છે.

---

# પાઠ ૧લો.

## વર્તમાનકાળ (लट्)

### ૪ થો અને ૬ ઠ્ઠો ગણ (પરસ્મૈપદ)

સંસ્કૃત ભાષામાં શબ્દોના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે— **प्रातिपदिक, अव्यय** અને **धातु.**

વચન, વિભક્તિ અને જાતિ બતાવવા માટે જેમનાં રૂપાખ્યાન કરવાં પડે છે તે—નામ, સર્વનામ અને વિશેષણો—**प्रातिपदिक** કહેવાય છે. જેમકે **देव, किम्, श्वेत** વગેરે.

જે શબ્દો ત્રણે જાતિમાં, બધી વિભક્તિમાં અને વચનોમાં

સમાન રહે છે તે **अव्यय** કહેવાય છે. વ્યય એટલે ફેરફાર. જેમાં ફેરફાર ન થાય તે અવ્યય. જેમકે **कदा, अथ, न** વગેરે.

ક્રિયાપદોનાં ટૂંકામાં ટૂંકાં મૂળ—જેમાંથી કાળવાચક પ્રત્યયો લાગવાથી પૂર્ણ ક્રિયાપદ બને છે તે—**धातु** કહેવાય છે. જેમકે **वद्, लिख्** વગેરે.

મૂળ ધાતુઓ ઉપરથી ક્રિયાપદ બનાવતાં ધાતુમાં જે ફેરફારો થાય છે તે ઉપરથી ધાતુઓના ૧૦ વર્ગ પાડવામાં આવ્યા છે. તેમાંના દરેકને **गण** કહે છે. ગણ એટલે (એકજ જાતના ધાતુઓનો) જથ્થો. દરેક ગણના ધાતુઓ ઓળખવાને માટે તે તે ગણની નિશાની હોય છે. એ નિશાનીને ગણચિન્હ અથવા **विकरणप्रत्यय** કહે છે. વિકરણ એટલે જૂદું પાડવું તે જે પ્રત્યય એક ગણના ધાતુને બીજા ગણના ધાતુથી જૂદો પાડે છે તે વિકરણપ્રત્યય, જેમકે પહેલા ગણનો **अ**, ચોથા ગણનો **य** વગેરે.

કોઇ પણ ધાતુનું રૂપ તૈયાર કરવું હોય ત્યારે પહેલાં ધાતુ આવે છે, પછી વિકરણ પ્રત્યય આવે છે અને છેલ્લો કાળવાચક× પ્રત્યય આવે છે.

---

× આ કાળવાચક પ્રત્યયો બે જાતના છે—પરસ્મૈપદના પ્રત્યયો અને આત્મનેપદના પ્રત્યયો. દરેક ગણમાં ત્રણ જાતના ધાતુઓ હોય છે. કેટલાક ધાતુઓ માત્ર પરસ્મૈપદના પ્રત્યયો લેનારા હોય છે: તેમને **પરસ્મૈપદી** ધાતુઓ કહે છે. કેટલાક માત્ર આત્મનેપદના પ્રત્યયો લે છે: તેમને **આત્મનેપદી** ધાતુઓ કહે છે. અને કેટલાક બંનેમાંથી ફાવે તે જાતના પ્રત્યયો લે છે. આવા ધાતુઓ **ઉભયપદી** કહેવાય છે. ઉભય એટલે બંને-બંને પદના પ્રત્યયો લેનાર તે ઉભયપદી. જ્યારે ધાતુ ઉભયપદી હોય ત્યારે સાધારણ રીતે જ્યારે ક્રિયાનું ફળ કર્તાને પોતાને મળવાનું હોય ત્યારે ધાતુને આત્મનેપદી પ્રત્યયો લગાડવામાં આવે છે અને જ્યારે ફળ બીજાને

[ પ્રત્યય લગાડવા માટે તૈયાર કરેલા ધાતુ કે નામના રૂપને **અંગ** કહે છે ]

સંસ્કૃતમાં ત્રણ પુરુષ અને ત્રણ વચન છે. બોલનાર **પહેલો** પુરુષ. જેની સાથે વાત થતી હોય તે—સાંભળનાર—**બીજો** પુરુષ, અને એ વગરના બધા ત્રીજા પુરુષમાં આવે છે. જેમકે હું, અમે વગેરે પહેલો પુરુષ; તું, તમે વગેરે બીજો અને તે, તેઓ, ઝાડ, માણસ, પત્થર વગેરે ત્રીજો પુરુષ.

એક વસ્તુ બતાવે તે **એકવચન**, માત્ર બે વસ્તુ બતાવે તે **દ્વિવચન** અને બેથી વધારે બતાવે તે **બહુવચન**. જેમકે માણસ એ. વ.; બે માણસો દ્વિ. વ. અને માણસો બ. વ.

## વર્તમાનકાળના પ્રત્યયો.

( પરસ્મૈપદ )

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| પ. પુ. | **मि** | **वस्** | **मस्** |
| બી. પુ. | **सि** | **थस्** | **थ** |
| ત્રી. પુ. | **ति** | **तस्** | **अन्ति** |

ધાતુને વિકરણ પ્રત્યય લગાડવાથી ધાતુનું અંગ તૈયાર થાય છે. પછીથી એ અંગને પ્રત્યયો લગાડી તે તે કાળનાં રૂપ સિદ્ધ કરવામાં આવે છે.

ચોથા ગણનો વિકરણ પ્રત્યય **य** છે અને છઠ્ઠાનો **अ** છે.

---

મળવાનું હોય ત્યારે પરસ્મૈપદના પ્રત્યયો લગાડવામાં આવે છે. આત્મને એટલે પોતાને માટે અને પરસ્મૈ એટલે બીજાને માટે. જેમકે **यज्** એ ઉભયપદી ધાતુ છે. જ્યારે માણસ પોતાને માટે યજન કરે ત્યારે **यजते** કહેવાય અને જ્યારે બીજાને માટે ( દા. યજમાન વગેરે માટે ) કરે ત્યારે **यजति** કહેવાય.

| ૪ થો ગણ. | | | ૬ ઠ્ઠો ગણ. | | |
|---|---|---|---|---|---|
| नृत् નાચવું; નૃત્ય કરવું. | | | लिख् લખવું. | | |
| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|
| પ. પુ. | नृत्यामि[1] | नृत्यावः[2] | नृत्यामः | लिखामि | लिखावः | लिखामः |
| બી. પુ. | नृत्यसि | नृत्यथः | नृत्यथ | लिखसि | लिखथः | लिखथ |
| ત્રી. પુ. | नृत्यति | नृत्यतः | नृत्यन्ति[3] | लिखति | लिखतः | लिखन्ति |

વાક્યો.

| | | | | |
|---|---|---|---|---|
| नृत्यतः | शाम्यामि | स्निह्यति | लिखामि | इच्छन्ति |
| मुञ्चसि | कुप्यन्ति | स्पृशन्ति | लुभ्यसि | तुष्यामि |
| मिलथ | पृच्छामः | शुष्यति | क्षुभ्यन्ति | श्राम्यसि |
| तुष्यावः | सृजति | नश्यथ | नृत्यामः | शुष्यन्ति |
| नश्यथः | सिञ्चावः | मुह्यति | लिखथ | लुभ्यामि |

શબ્દકોષ ૧.

ચોથોગણ.

**कुप्** કોપાયમાન થવું.

**क्षुभ्** ક્ષોભ પામવું; ખળભળવું.

**तुष्** સંતોષ માનવો.

**नश्** નાશ પામવું.

**नृत्** નૃત્ય કરવું; નાચવું.

**मुह्** મોહ પામવો; મૂર્છા આવવી.

**लुभ्** લોભ કરવો.

૧ પહેલા પુરુષના **म्** ને **व्** થી શરૂ થતા પ્રત્યયો પૂર્વે **अ** હોય તો તે **अ** નો **आ** થાય છે. જેમકે **नृत्य + मि = नृत्यामि.**

૨ પદાન્તે **स्** હોય તો તેનો વિસર્ગ થાય છે જેમકે **नृत्य + वस् = नृत्यावः**

૩ **अ** ની પછી **अ** થી શરૂ થતો પ્રત્યય આવે તો પહેલાંનો **अ** ઉડી જાય છે. જેમકે **नृत्य + अन्ति = नृत्य् + अन्ति = नृत्यन्ति.**

**शम्** [ **शाम्** ]+ શાંત થવું; શમવું.
**शुष्** સુકાઇ જવું.
**श्रम्** [ **श्राम्** ] શ્રમ થવો; થાકી જવું.
**स्निह्** સ્નેહ રાખવો; પ્યાર કરવો.

છઠ્ઠોગણ.

**इष्** [ **इच्छ्** ] ઇચ્છવું
**प्रच्छ** [ **पृच्छ्** ] પૂછવું.
**मिल्** મળવું; ભેગાથવું.
**मुच्** [ **मुञ्च्** ] મૂકી દેવું; છૂટું કરવું; છોડી દેવું.
**लिख्** લખવું.
**सिच्** [ **सिञ्च्** ] સિંચન કરવું; છાંટવું.
**सृज्** સર્જવું; પેદા કરવું.
**स्पृश्** સ્પર્શ કરવો; અડકવું.

---

# પાઠ ૨જો.

## વર્તમાનકાળ પરસ્મૈપદ (ચાલુ)

### ગણ ૧ લો.

અકારાન્ત પુ. ને ન. શબ્દો

( પ્ર. દ્વિ. તૃ. )

છઠ્ઠા ગણની નિશાનીની માફક આ ગણની નિશાની પણ **अ** છે. પણ જેમ છઠ્ઠા ગણમાં ધાતુઓમાં કંઇ પણ ફેરફાર કર્યા વગર **अ** ઉમેરવામાં આવે છે તેમ આ ગણમાં થતું નથી. પહેલા ગણનો

---

+ વિકરણ પ્રત્યય લાગતાં પહેલાં કેટલાક ધાતુઓ જે વિશેષ રૂપ ધારણ કરે છે તેને **આદેશ** કહે છે. આવા આદેશો શબ્દકોષમાં આવા [ ] કૌંસમાં આપવામાં આવશે. જ્યાં આદેશ આપેલો હોય ત્યાં વિકરણપ્રત્યય મૂળ ધાતુને ન લાગતાં આદેશને લાગે છે. જેમકે **शम् + य = शाम् + य = शाम्य.**

अ ઉમેરતાં પહેલાં ધાતુના અન્ત્ય સ્વર અને ઉપાન્ત્ય (છેલ્લાની પહેલાનો) હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે.

इ કે ई નો ગુણ ए   ऋ કે ॠ નો ગુણ अर्

उ કે ऊ નો ગુણ ओ   ऌ નો ગુણ अल्

જેમકે बुध् + अ = बोध् + अ = बोध

कॢप् + अ = कल्प् + अ = कल्प

सृ + अ = सर् + अ = सर

तॄ + अ = तर् + अ = तर

સંસ્કૃતમાં બે સ્વર કે બે વ્યંજન સાથે આવે છે ત્યારે અમુક નિયમો પ્રમાણે તેમને જોડવામાં આવે છે—તેમની સંધિ થાય છે.

જ્યારે ए ऐ ओ औ પછી કોઈ પણ સ્વર આવે ત્યારે ए ને બદલે अय्, ऐ બદલે आय्, ओ ને બદલે अव् અને औ ને બદલે आव् મૂકવામાં આવે છે.

જેમકે जि+अ=પહેલા નિયમ પ્રમાણે जे+अ=આ નિયમ પ્રમાણે जय्+अ=जय. એવીજ રીતે.

नी + अ = ने + अ = नय् + अ = नय

भू + अ = भो + अ = भव् + अ = भव

ह्वे + अ = ह्वय् + अ = ह्वय

ध्यै+ अ = ध्याय्+ अ = ध्याय

પણ जीव् + अ = जीव (जेव નહીં) કારણકે जीव् માં ઉપાન્ત્ય ई દીર્ઘ છે અને निन्द् + अ = निन्द (नेन्द नहीं) કારણકે એમાં ઉપાન્ત્ય વ્યંજન (न्) છે.

ઉપરનાં અંગોને હવે છઠ્ઠા કે ચોથા ગણના ધાતુઓનાં અંગોની માફકજ પ્રત્યયો લગાડવાથી આ ગણના ધાતુઓનાં રૂપ સિદ્ધ થાય છે.

**नी** દોરવું; લઇ જવું. **गै** ગાવું.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|
| પ. પુ. | **नयामि** | **नयावः** | **नयामः** | **गायामि** | **गायावः** | **गायामः** |
| બી. પુ. | **नयसि** | **नयथः** | **नयथ** | **गायसि** | **गायथः** | **गायथ** |
| ત્રી. પુ. | **नयति** | **नयतः** | **नयन्ति** | **गायति** | **गायतः** | **गायन्ति** |

**ब**

અકારાન્ત પુ. ને ન. શબ્દો.

સંસ્કૃતમાં સાત વિભક્તિઓ છે. પ્રથમા, દ્વિતીયા, તૃતીયા, ચતુર્થી, પંચમી, ષષ્ઠી ને સપ્તમી. પ્રથમાન્ત રૂપોનો જ કોઇને બોલાવવામાં ઉપયોગ કરીએ ત્યારે તેને સંબોધન કહે છે. સંબોધન એ સામાન્ય રીતે પ્રથમાનુંજ રૂપ હોય છે. માત્ર કેટલેક ઠેકાણે સં. એક વચનનું રૂપ પ્રથમા એકવચનના રૂપથી ભિન્ન હોય છે. સંબોધનને કેટલાક આઠમી વિભક્તિ પણ ગણે છે.

જે નામોનાં અન્ત્યાક્ષર અને લિંગ સરખાં હોય તે નામો સરખી રીતેજ ચલાવવામાં આવે છે. વિભક્તિવાચક પ્રત્યયો લાગવાથી એ નામોનાં અન્ત્યાક્ષરોમાં કેટલીક વાર ઘણોજ ફેરફાર થાય છે. એ ફેરફાર શરૂઆતના વિદ્યાર્થીઓને સમજવો મુશ્કેલ હોવાથી તથા એના જ્ઞાન વગરજ એક જાતના શબ્દો એક સરખી રીતે ચલાવવાનું કામ સહેલું હોવાથી એ પ્રત્યયો અત્રે આપવામાં આવ્યા નથી.

**राम** પુ. **फल** ન.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|
| **रामः** | **रामौ** | **रामाः** | પ્ર. | **फलम्** | **फले** | **फलानि** |
| **रामम्** | **रामौ** | **रामान्** | દ્વિ. | **फलम्** | **फले** | **फलानि** |
| **रामेण**× | **रामाभ्याम्** | **रामैः** | તૃ. | **फलेन** | **फलाभ्याम्** | **फलैः** |

× એકજ પદમાં **ऋ ॠ र्** કે **ष्** ની પછી તરતજ **न्** આવે તો **न्** નો **ण्** થાય છે. જેમકે **मृन्** + **मय** = **मृण्मय**; **चतुर्** +

**देव, सूर्य, नृप** વગેરે **अ**કારાન્ત પુ. શબ્દો આમ **राम** પ્રમાણે ચલાવવામાં આવે છે.

**जल, वन, धन** વગેરે **अ** કારાન્ત ન. શબ્દો **फल** પ્રમાણે ચલાવવામાં આવે છે.

## વાક્યો.

પ્રથમા ( કર્તા—ક્રિયાનો કરનાર–ને માટે વપરાય છે )

**ईश्वरः सृजति । मूर्खाः मुह्यन्ति । धनम् नश्यति । जनाः गच्छन्ति । फले पततः । नृपाः रक्षन्ति । गायकौ गायतः । शुकाः पठन्ति । मत्स्यौ तरतः । मुखम् द्रवति ।**

## द्वितीया.

( કર્મ—ક્રિયાનો અર્થ પૂરો કરનાર–ને માટે વપરાય છે )

**बालाः सूर्यम् नमन्ति । देवाः दानवान् जयन्ति । हस्तौ फले हरतः । लुब्धकाः धनम् लुभ्यन्ति । गर्दभः भारम्**

---

**नाम् = चतुर्णाम्; तृष + ना=तृष्णा ( रषाभ्यां नोणः समानपदे )**

**ऋ ॠ र् ** કે **ष्** અને **न्** ની વચ્ચે સ્વર, ક વર્ગ કે પ વર્ગ, **ल** સિવાયનો અર્ધ સ્વર ( **य् व् र्** ) અને **ह्** એમાંથી એક કે વધારે અક્ષર આવે તોપણ **न्** નો **ण्** થાય છે જેમકે **वारिणा; रामेण; नृपाणाम्** વગેરે. પણ **अर्धेन** કારણકે વચમાં **ध्** ( દંત્ય ) આવ્યો છે.

પદાન્તે **न्** હોય તો **न्** નો **ण्** થતો નથી. જેમકે **रामान्.**

वहति । बुधः ईश्वरम् शंसति। पुरुषाः जलम् पिबन्ति । सत्यम् वदामि । असत्यम् किम् वदसि । शुकौ फलानि खादतः ।

## તૃતીયા.

( કરણ—ક્રિયા કરવાનું સાધન-( ૨ ) હેતુ અથવા કારણ ( ૩ ) રીત, બતાવે છે )

रथः चक्राभ्याम् चलति। बालाः पादाभ्याम् धावन्ति। रोगैः शरीरम् क्षयति । अगदैः रोगाः नश्यन्ति । उद्यमेन कार्याणि सिध्यन्ति। खनित्रेण खनामि। दरिद्राः दुःखेन जीवन्ति । आतपेन जलम् शुष्यति । मुखेन गायन्ति कुमाराः। जनाः ज्ञानेन ईश्वरम् पश्यन्ति ।

### શબ્દકોષ ૨.

#### પુ. શબ્દો.

अगद ઓસડ; દવા.
आतप તાપ; તડકો.
इन्द्र ઇન્દ્ર.
ईश्वर ઇશ્વર.
उद्यम ઉદ્યમ; ઉદ્યોગ.
कुमार કુમાર; છોકરો.
गायक ગાનારો; ગવૈયો.
गर्दभ ગધેડો.
जन માણસ; લોક.
दरिद्र ગરીબ માણસ.
दानव દાનવ.
देव દેવ.
नृप રાજા.
पाद પગ.
पुरुष પુરુષ; માણસ.
बाल બાળક.
बुध ડાહ્યો માણસ.
भार ભાર; બોજો
मूर्ख મૂર્ખો.
मत्स्य માછલું.
रथ રથ; ગાડી.
रोग રોગ.
लुब्धक લોભીયો.
शुक પોપટ.
सूर्य સૂર્ય; સૂરજ.
हस्त હાથ.

न. શબ્દો.

**असत्य** અસત્ય, જૂઠું. **कार्य** કામ, કાર્ય. **खनित्र** કોદાળો. **चक्र** ચક્ર, પૈડું. **जल** પાણી. **ज्ञान** જ્ઞાન. **दुःख** દુઃખ. **धन** ધન. **फल** ફળ. **मुख** મોઢું. **शरीर** શરીર. **सत्य** સત્ય. સાચું.

ધાતુઓ.

ગણ ૧ લો.

**क्षि** ક્ષય પામવું, સુકાવું, ઘસાવું. **खन्** ખોદવું. **खाद्** ખાવું. **गम्** [ **गच्छ्** ] જવું. **गै** ગાવું. **चल्** ચાલવું. **जि** જીતવું, જય પામવો. **जीव्** જીવવું. **दृश्** [ **पश्य्** ] જોવું. **द्रु** દ્રવવું; ભિંજાવું. **धाव्** દોડવું. **नम्** નમવું, પગે લાગવું. **पठ्** પઢવું; પઠન કરવું. **पत्** પડવું **पा** [ **पिब्** ] પીવું. **रक्ष्** રક્ષણ કરવું **वद्** બોલવું **वह्** વહેવું, લઈ જવું. **शंस्** વખાણવું. **हृ** હરણ કરવુ, હરવુ.

**सिध्** ૪ ગ. સિદ્ધ થવું, સફળ થવું, પાર પડવું. **किम्** અ. કેમ, શામાટે ?

---

# પાઠ ૩ જો.

## વર્તમાનકાળ પરસ્મૈપદ ( ચાલુ )

### ૨ જો ગણ. आકારાન્ત ધાતુઓ અને अस्.

### आકારાન્ત પુ. ને ન. શબ્દો ( ચાલુ )

### ( ચ. પં. ષ. સ. ને સં. )

બીજા ગણનો વિકરણ પ્રત્યય નથી. એ ગણના ધાતુઓને એકદમ કાળવાચક પ્રત્યયો લગાડવામાં આવે છે. આ ધાતુઓ લગભગ બધા અનિયમિત હોવાથી એમનો વિચાર આગળ ઉપર કરવામાં

આવશે. માત્ર આકારાન્ત ધાતુઓ બધા નિયમિત અને પરસ્મૈપદી છે એટલે એમનો વિચાર અત્રે કરીશું.

| | स्ना ન્હાવું. | | | [1]अस् હોવું. | | |
|---|---|---|---|---|---|---|
| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
| પ. પુ. | स्नामि | स्नावः | स्नामः | अस्मि | स्वः | स्मः |
| બી. પુ. | स्नासि | स्नाथः | स्नाथ | असि | स्थः | स्थ |
| ત્રી. પુ. | स्नाति | स्नातः | स्नान्ति | अस्ति | स्तः | सन्ति |

બીજા ગણના આકારાન્ત ધાતુઓનાં રૂપ स्ना પ્રમાણે થાય છે.

| राम પુ. | | | | फल ન. | | |
|---|---|---|---|---|---|---|
| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
| रामाय | रामाभ्याम् | रामेभ्यः | ચ. | फलाय | फलाभ्याम् | फलेभ्यः |
| रामात् | रामाभ्याम् | रामेभ्यः | પં. | फलात् | फलाभ्याम् | फलेभ्यः |
| रामस्य | रामयोः | रामाणाम् | ષ. | फलस्य | फलयोः | फलानाम् |
| रामे | रामयोः | रामेषु | સ. | फले | फलयोः | फलेषु |
| हे राम | हे रामौ | हे रामाः | સં. | हे फल | हे फले | हे फलानि |

ઉપરનાં રૂપો સરખાવવાથી માલમ પડશે કે અકારાન્ત ન. નાં રૂપો (તૃ. થી સ. સુધી) અકારાન્ત પુ. જેવાંજ છે. માત્ર પ્ર. દ્વિ. ને સં. નાં રૂપોજ જૂદાં પડે છે.

## ચતુર્થી.

(જેને કંઈ આપવામાં આવ્યું હોય તેના એટલે સંપ્રદાનના અથવા જેને ઉદ્દેશીને કંઇ કાર્ય થયું હોય તેના એટલે તાદર્થ્યના તથા ઉદ્દેશ-હેતુ વગેરેના અર્થમાં વપરાય છે.)

---

૧ આ ધાતુ પણ અનિયમિત છે; પણ એનાં રૂપ વપરાશમાં ઘણાં હોવાથી એ અત્રે આપ્યાં છે. એમાં દ્વિ. વ. તથા બ. વ. ના પ્રત્યયો પૂર્વે अ ઉડી જાય છે અને બી. પુ. એ. વ. માં स् નો લોપ થાય છે. બાકીનાં બધાં રૂપ નિયમિત છે.

अलङ्काराय सुवर्णम् । दानाय धनम् । मोक्षाय ज्ञानम् । वाचनाय पुस्तकम् । गजाननाय नमः । गोविन्दाय नमः । पुष्पेभ्यः गच्छति । रामः भिक्षुकाय धनम् यच्छति ।

### પંચમી.

( અપાદાન—પ્રત્યક્ષ કે લાક્ષણિક વિયોગ—તથા હેતુ–કારણ–બતાવે છે )

यज्ञात् भवति पर्जन्यः । विषात् मरणम् भवति । ग्रामात् गच्छति । अज्ञानात् बन्धनम् जायते । वृक्षात् पर्णानि पतन्ति । दुःखात् सुखम् जायते ।

ષષ્ઠી ( સંબંધ બતાવે છે )

नृपस्य प्रासादः । समुद्रस्य जलम् । पर्वतस्य शिखरम् । रामस्य पुस्तकम् । आचार्यस्य आसनम ।

સપ્તમી ( અધિકરણ-સ્થળ-બતાવે છે )

वचने विश्वासः । युद्धे जयः । वृक्षे विहगाः सन्ति । अरण्ये श्वापदाः वसन्ति । चित्ते स्वास्थ्यम् न अस्ति । जनाः प्रभाते स्नान्ति ।

સંબોધન (કોઇને દૂરથી બોલાવવામાં વપરાય છે )

हे मित्र कुत्र गच्छसि । केशव क्व वससि । मूर्ख किम् धावसि ।

### શબ્દકોષ ૩.

પુ. શબ્દો.

अलङ्कार અલંકાર; ઘરેણું.
आचार्य આચાર્ય; ગુરૂ.
गजानन ગણપતિ.
गोविन्द વિષ્ણુભગવાનનું નામછે.
पर्जन्य વરસાદ.
पर्वत પર્વત; ડુંગર.
प्रासाद મહેલ.
मोक्ष મોક્ષ.
यज्ञ યજ્ઞ.
विश्वास વિશ્વાસ.
विहग પક્ષી.

**वृक्ष** ઝાડ; વૃક્ષ.
**श्वापद** શ્વાપદ; શિકારી પ્રાણી.
**समुद्र** સમુદ્ર; દરિયો.

ન. શબ્દો.

**अज्ञान** અજ્ઞાન.
**अरण्य** અરણ્ય; જંગલ.
**आसन** આસન; બેઠક.
**चित्त** ચિત્ત; મન
**पर्ण** પર્ણ; પાંદડું.
**पुस्तक** પુસ્તક; ચોપડી.
**प्रभात** સ્હવાર.
**बन्धन** બન્ધન.
**मरण** મરણ.
**मित्र** મિત્ર.
**वचन** વચન.
**विष** ઝેર.
**शिखर** શિખર.
**सुवर्ण** સોનું.
**स्वास्थ्य** સ્વસ્થતા; શાંતિ.

---

# પાઠ ૪ થો.

## વર્તમાનકાળ પરસ્મૈપદ (ચાલુ)

### ગણ ૧૦ મો.

### આકારાન્ત શબ્દો (પ્ર. દ્વિ. તૃ. ચ.

### વિશેષણો.

૧૦ મા ગણની નિશાની **अय** છે. **अय** ઉમેરતાં પહેલાં ધાતુના અન્ત્ય સ્વર અને ઉપાન્ત્ય **अ** ની વૃદ્ધિ થાય છે. **अ** શિવાયના ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે. પણ **कथ्, गण्, रच्, प्रथ्, स्पृह्, मृग्, वर्, सुख्,** વગેરે ધાતુઓમાં ગુણ કે વૃદ્ધિ થતી નથી. જેમકે **सुख्-सुखयति ( सोखयति** નહીં ). તેમજ **रच्-रचयति ( राचयति** નહીં).

**अ** ની વૃદ્ધિ **आ**     **ऋ** કે **ॠ** ની વૃદ્ધિ **आर्**
**इ** કે **ई** ની વૃદ્ધિ **ऐ**     **ऌ** ની વૃદ્ધિ **आल्**
**उ** કે **ऊ** ની વૃદ્ધિ **औ**

જેમકે धृ + अय = धार् + अय = धारय

तड् + अय = ताड् + अय = ताडय

घुष् + अय = घोष् + अय = घोषय

પણ पूज् + अय = पूजय ( पोजय નહીં ) કારણકે એમાં ઉપાન્ત્ય દીર્ઘ ( ऊ ) છે માટે ગુણ નહીં થાય.

धृ ધારણ કરવું. प्री [प्रीण्] ખુશ કરવું.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ.વ. | દ્વિ.વ. | બ.વ. |
|---|---|---|---|---|---|---|
| પ્ર.પુ. | धारयामि | धारयावः | धारयामः | प्रीणयामि | प्रीणयावः | प्रीणयामः |
| બી.પુ. | धारयसि | धारयथः | धारयथ | प्रीणयसि | प्रीणयथः | प्रीणयथ |
| ત્રી.પુ. | धारयति | धारयतः | धारयन्ति | प्रीणयति | प्रीणयतः | प्रीणयन्ति |

सीता સ્ત્રી.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|
| सीता | सीते | सीताः પ્ર. |
| सीताम् | सीते | सीताः દ્વિ. |
| सीतया | सीताभ्याम् | सीताभिः તૃ. |
| सीतायै | सीताभ्याम् | सीताभ्यः ચ. |

कन्या, शाला, रमा વગેરે આકારાન્ત સ્ત્રી. શબ્દો सीता પ્રમાણે ચલાવવામાં આવે છે.

## વિશેષણો.

વિશેષણોને પોતાની જાતિ નથી. પણ વાક્યમાં જે નામ કે સર્વનામનો —વિશેષ્યનો—તેઓ ગુણ બતાવે તે નામ કે સર્વનામની જાતિ, વિભક્તિ અને વચન તેઓ લે છે. अકારાન્ત વિશેષણો પુ. માં राम પ્રમાણે, નપુંસકલિંગમાં फल પ્રમાણે અને સ્ત્રીલિંગમાં सीता[1] પ્રમાણે ચલાવવામાં

[1]. अકારાન્ત વિશેષણોનું સ્ત્રી. અંગ ઘણુંકરીને अ નો आ કરવાથી થાય છે અને सीता પ્રમાણે ચલાવવામાં આવે છે. જેમકે मधुर મીઠું સ્ત્રી. मधुरा. शीतल ઠંડું સ્ત્રી शीतला. જ્યારે આ પ્રમાણે સ્ત્રી. ન બનતું હોય ત્યારે તે વિશેષણ સાથે કૌંસમાં આપવામાં આવશે.

આવે છે. જેમકે **पीतम् वस्त्रम्** પીળું વસ્ત્ર; **शीतलः पवनः** શીતળ પવન; **विशाला पाठशाला** વિશાળ પાઠશાળા વગેરે.

આ ઉપરાંત વિશેષણો બીજી રીતે પણ વપરાય છે. વાક્યમાં તેઓ વિધેય તરીકે પણ વાપરી શકાય છે અને કર્તા સાથે સંબંધ રાખે છે. જ્યારે તેઓ આમ વપરાય છે ત્યારે **भू** અથવા **अस्**નાં રૂપ અધ્યાહાર સમજવામાં આવે છે. જેમકે **जलम् मधुरम्** પાણી મીઠું છે. **बालकस्य करौ कोमलौ** બાળકના હાથ કોમળ હોય છે, વગેરે.

ભૂતકૃદંતો સંસ્કૃતમાં વિશેષણ તરીકે ઘણાં વપરાશમાં છે. તેઓ ઘણુંખરૂં ધાતુમાં **त** ને કેટલીકવાર **इत** ઉમેરવાથી થાય છે. પણ તેમનો ઉપયોગ ક્રિયાપદ તરીકે ઘણો થાય છે, અને ત્યારે તે ભૂતકાળની ગરજ સારે છે. જેમકે વિ. **क्रुद्धः नृपः** ક્રોધે ભરાએલો રાજા; ક્રિ. **देवैः दानवाः जिताः** (સ. બ.); દેવોથી દાનવો જીતાયા; **रामः गृहम् गतः** રામ ઘેર ગયો, વગેરે.

### વાક્યો.

(अ) **चोराः धनम् चोरयन्ति । नृपः चोरान् दण्डयति । बिडालः मूषिकान भक्षयति । भक्ताः ईश्वरम् पूजयन्ति । पुत्रौ जनकम् प्रीणयतः । प्रज्ञः पुस्तकम् रचयति । रोगाः शरीरम् पीडयन्ति । ललनाः भूषणैः शरीरम् भूषयन्ति । रजकः धनिकानाम् वस्त्राणि क्षालयति । सुवर्णकाराः सुवर्णम् तोलयन्ति ।**

(ब) **ज्ञानम् पवित्रम् । निर्मला गङ्गा । गङ्गा निर्मला । कदर्यस्य वस्त्राणि मलिनानि सन्ति । रामेण रावणः युद्धे हतः । मृतात् सर्पात् न भयम् । सीतया वने कनकस्य मृगः दृष्टः । वानरैः सुवर्णस्य लङ्का दग्धा । रामेण सीता त्यक्ता । सूर्यः अस्तम् गतः ।**

### શબ્દકોષ ૪.

**अस्त** પુ. અસ્તાચળ.
**कदर्य** પુ. કંજુસ માણસ.
**कनक** ન. સોનું.
**गत** ભૂ. કૃ. ગએલું.
**चोर** પુ. ચોર.
**जनक** પુ. બાપ.

**त्यक्त** ભૂ. કૃ. તજાએલું.
**दग्ध** બળાએલું.
**दृष्ट** ભૂ. કૃ. જોએલું.
**द्रव्य** ન. દ્રવ્ય; ધન.
**धनिक** પુ. ધનવાન માણસ.
**न** અ. નથી.
**निर्मल** વિ. નિર્મળ.
**पवित्र** વિ. પવિત્ર.
**पुत्र** પુ. છોકરો; પુત્ર.
**प्राज्ञ** પુ. ડાહ્યો માણસ.
**बिडाल** પુ. બિલાડો.
**भक्त** પુ. ભક્ત.
**भय** ન. બીક.
**भूषण** ન. આભૂષણ; ઘરેણું
**मलिन** વિ. મલિન; મેલું.
**मूषिक** પુ. ઉંદર.
**मृग** પુ. મૃગ; હરણ. (સ્ત્રી. मृगी)
**युद्ध** ન. યુદ્ધ; લડાઇ.
**रजक** પુ. ધોબી.
**ललना** સ્ત્રી. જુવાન સ્ત્રી.
**वन** ન. વન; જંગલ.
**वस्त्र** ન. વસ્ત્ર.
**वानर** પુ. વાનર; વાંદરો.
**सुवर्णकार** પુ. સોની.
**हत** ભૂ. કૃ. હણાએલું; મરાએલું.

ધાતુઓ ૧૦ મો ગણ.

**क्षल्** ધોવું.
**चुर्** ચોરવું.
**तुल्** તોલવું.
**दण्ड्** દણ્ડ કરવો; શિક્ષા કરવી.
**पीड्** પીડવું; દુઃખદેવું.
**पूज्** પૂજા કરવી.
**प्री [प्रीण्]** ખુશ કરવું; રાજી રાખવું.
**भक्ष्** ભક્ષણ કરવું.
**भूष्** શણગારવું.
**रच्** ગોઠવવું; રચવું.

# પાઠ ૫ મો.

## વર્તમાનકાળ ( આત્મનેપદ )

### અકારાન્ત શબ્દો ( ચાલુ )

( પં. ૫ સ. ગ્રં. )

### આત્મનેપદના પ્રત્યયો.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| પ. પુ. | इ | वहे | महे |
| બી. પુ. | से | इथे | ध्वे |
| ત્રી. પુ. | ते | इते | अन्ते |

આ પ્રત્યયો પરસ્મૈપદી પ્રત્યયોના માફકજ તે તે ગણના ધાતુઓના અંગને—ધાતુમાં વિકરણ પ્રત્યય ઉમેરી તૈયાર કરેલા રૂપને—લગાડવામાં આવે છે.

**वन्द्** ૧ ગ. વંદન કરવું. **जन् [जा]** ૪. ગ. જન્મવું: પેદા થવું.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|
| પ. પુ. | वन्दे[1] | वन्दावहे | वन्दामहे | जाये | जायावहे | जायामहे |
| બી. પુ. | वन्दसे | वन्देथे | वन्दध्वे | जायसे | जायेथे | जायध्वे |
| ત્રી. પુ. | वन्दते | वन्देते | वन्दन्ते | जायते | जायेते | जायन्ते |

૬ ઠ્ઠા અને ૧૦ મા ગણનાં ધાતુઓનાં આત્મનેપદનાં રૂપો પણ આ પ્રમાણે કરી લેવાં.

૧૦ મા ગણના ધાતુઓ શબ્દકોષમાં પરસ્મૈપદી તરીકે આપેલા હોવા છતાં ઘણુંખરૂં ઉભયપદી હોય છે. માત્ર **अर्थ्**, **मन्त्र्**, **मृग्**, **भर्त्स्** વગેરે થોડા ધાતુઓજ એકલા આત્મનેપદી છે.

---

૧ **अ** કે **आ**ની પછી **इ** કે **ई** આવે ત્યારે બંનેને બદલે **ए** મૂકાય છે. જેમકે **वन्द+इ=वन्दे**. **जाय+इ जाये**.

सीता

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | |
|---|---|---|---|
| सीतायाः | सीताभ्याम् | सीताभ्यः પં. | નોંધ—अम्बा, अक्का, अल्ला —મા. બા. નું સં. એ. વ. |
| सीतायाः | सीतयोः | सीतानाम् ષ. | અનુક્રમે अम्ब, अक्क ને |
| सीतायाम् | सीतयोः | सीतासु સ. | अल्ल થાય છે બાકીનાં બધાં |
| हे सीते | हे सीते | हे सीताः સં. | રૂપ નિયમિત सीता પ્રમાણે થાય છે. |

વાક્યો.

(क) रामः प्रातर्वनं[1] गच्छति× । तत्र कासारे स्नाति । जलेन

---

૧. પદાન્ત म् પછી (અ) કોઈ પણ સ્વર આવે તો તે સ્વર સાથે म જોડાઈ જાય છે: જેમકે रम्यम्+अरण्यम्=रम्यमरण्यम्; मधुरम्+उदकम्=मधुरमुदकम्. (આ) श, ष, स, र કે ह આવે તો म નું અવશ્યે અનુસ્વાર થાય છે; જેમકે मित्रम् + शंसति = मित्रं शंसति: धनम् + हरति = धनं हरति. (ઇ) એ સિવાય બીજું કોઈ વ્યંજન આવે તો म् ને બદલે વિકલ્પે અનુસ્વાર મૂકાય છે અને અનુસ્વાર ન મૂકાય ત્યારે म ની પછીના સ્થાનનું અનુનાસિક મૂકાય છે: જેમકે मित्रम् + पृच्छति = मित्रं पृच्छति અથવા मित्रम्पृच्छति; वनम् + गच्छति = वनं गच्छति અથવા वनङ्गच्छति. (ઈ) જો म ની પછી य, व કે ल् આવે તો म् ને બદલે અનુક્રમે અનુનાસિક य्, व् કે ल् મૂકાય છે: જેમકે धनम् + लभते = धनं लभते અથવા धनँल्लभते; सत्यम् + वदति = सत्यं वदति અથવા सत्यँव्वदति.

× ગતિવાચક ક્રિયાપદ વાપરતી વખતે, જે સ્થાને પહોંચવાનું હોય તે સ્થાન બતાવનાર શબ્દ દ્વિતીયામાં ને કોઈ વખત ચતુર્થીમાં મૂકાય છે; જેમકે वनं અથવા वनाय गच्छति તે વનમાં જાય છે. પણ ગતિ લાક્ષણિક હોય તો દ્વિતીયાજ વપરાય છે: જેમકે निधनं याति તે મરણ પામે છે. निद्रां गच्छति તે સુઈ જાય છે.

वस्त्राणि क्षालयति । पश्चात् गृहमागच्छति । पुष्पेभ्यः उद्यानं याति । कुसुमैः ईश्वरं यजति । पश्चात् स्वपाठान् पठति । भोजनं कृत्वा पाठशालां गच्छति । तत्र आचार्यस्य आज्ञया वर्तते । सावधानेन चित्तेन शिक्षते । शालायाः सायं शीघ्रं गृहं व्रजति । स्तौ पादौ प्रक्षालयति । अम्बां वन्दते । जनकं प्रीणयति । बान्धवैः सह क्रीडति । भोजनं करोति । वादित्रं वादयति । मुखेन गायति । पश्चात् निद्रां गच्छति । एवं सदैव तस्य कालः याति ।

(ख) नमो[2] देवेभ्यः । जनाः प्रयत्नेन दुर्गाणि तरन्ति । उदके शकटं न याति । नारायण क वससि । वटोदरे वसामि । सत्यमेव विजयते नानृतम्[3] । किमनृतं भाषध्वे । असत्यं न वदामः । धनिकाः रथेन मार्गं क्रामन्ति । सर्पस्य गरलं प्राणान् हरति । क्रोधात् भवति संमोहः । राजमार्गे कुञ्जराः अटन्ति । सूकरः पल्वलोदके अतीव सुखं मन्यते । दैवं फलति सर्वत्र ।

(ग) आकाशात् पतितं तोयं सागरं गच्छति । ब्राह्मणाः वेदैः पश्यन्ति । रथः शरीरं पुरुषस्य । काकस्य रवः कर्कशः । सूर्यात् शैत्यं न भवति । आचार्यमागच्छति शिष्यदोषः । धनं दानाय न मदाय । न पापानां वधे पापं विद्यते । दुर्जेयाः खलु दानवाः । हृदय किमेवं वेपसे ।

(घ) क्षमा क्रोधं दहति । दूतः कुतः आगतः । अयोध्यायाः ।

---

૨. વિસર્ગની પહેલાં अ હોય અને પછીથી अ અથવા ઘોષ વ્યંજન આવે તો પહેલાંનો अ અને વિસર્ગ એ બંનેને બદલે ओ મૂકાય છે, જેમકે रामः + जयति=रामो जयति; रावणः + हतः = रावणो हतः વગેરે.

૩ अ, इ, उ, ऋ—હ્રસ્વ કે દીર્ઘ પછી સજાતીય સ્વર આવે તો એ બંનેને બદલે એજ સ્વર દીર્ઘ મૂકાય છે; જેમકે न+अस्ति = नास्ति; पितृ + ऋणम् = पितॄणम् (अकः सवर्णे दीर्घः)

**वृक्षस्य छाया शीतला । रामेण सह* सीता अरण्यं गता । गुहायाः द्वारे शिला वर्तते । दिवा तारकाः न प्रकाशन्ते । ज्ञानं भारः क्रियां विना÷ । भ्रमति भुवने ईश्वरस्याज्ञा । यथा बकाः हंसानां मध्ये न शोभन्ते तथा सभायाः मध्ये मूर्खाः न शोभन्ते । विद्यया समं मित्रं नास्ति । जरा रूपं दहति । तृष्णे किं वृथा जृम्भसे ।**

## શબ્દકોષ ૫.

**अतीव** અ. અતિશય; ઘણુંજ.
**अनृत** ન. અસત્ય.
**आकाश** પુ. ન. આકાશ.
**आगत** ભૂ. કૃ. આવેલું.
**आज्ञा** સ્ત્રી. આજ્ઞા હુકમ.
**उदक** ન. પાણી.
**उद्यान** ન. બગીચો; વાડી.
**एव** અ. માત્ર; જ.
**एवम्** અ. આવી રીતે.
**करोति** (તે) કરે છે.
**कर्कश** વિ. કર્કશ.
**काक** પુ. કાગડો.
**काल** પુ. કાળ; વખત.
**कासार** પુ. ન. તળાવ.
**कुञ्जर** પુ. હાથી.
**कुत्र** અ. ક્યાંથી.
**कुसुम** ન. ફૂલ.
**कृत्वा** કરીને.
**क्रिया** સ્ત્રી. ક્રિયા; કાર્ય.
**क्रोध** પુ. ક્રોધ; ગુસ્સો.
**क्व** અ. ક્યાં.
**क्षमा** સ્ત્રી. ક્ષમા.
**खलु** અ. ખરેખર
**गरल** ન. ઝેર.
**गुहा** સ્ત્રી. ગુફા.
**गृह** ન. ઘર
**छाया** સ્ત્રી. છાયા; છાંયડો.
**जरा** સ્ત્રી. ઘડપણ.
**तत्र** અ. ત્યાં.
**तथा** અ. તેવી રીતે.
**तस्य** તેનો (પુ).
**तारका** સ્ત્રી. તારો.

* **सह** (સાથે) તથા **साकम्, सार्धम्** વગેરે એજ અર્થના શબ્દોની સાથે તૃતીયા આવે છે.

÷ **विना** ની સાથે બીજી, ત્રીજી કે પાંચમી વિભક્તિ આવે છે, જેમકે, કારણ વગર—**कारणम् विना, कारणेन विना, कारणाद् विना ।**

**तृष्णा** સ્ત્રી. તૃષ્ણા; લોભ; તરસ.
**तोय** ન. પાણી.
**दान** ન. દાન.
**दिवा** અ. દિવસે.
**दुर्ग** ન. સંકટ.
**दुर्जय** વિ. અજેય; જીતવાને મુશ્કેલ.
**दूत** પુ. દૂત (સ્ત્રી दूती)
**दैव** ન. પ્રારબ્ધ; નશીબ.
**द्वार** ન. બારણું.
**निद्रा** સ્ત્રી નિદ્રા; ઉંઘ
**नमस्** અ. નમસ્કાર (ચતુર્થી સાથે).
**पतित** ભૂ. કૃ. પડેલું.
**पश्चात्** અ. પછીથી.
**पाठशाला** સ્ત્રી પાઠશાળા; નિશાળ.
**पाप** વિ. પાપી. ન. પાપ.
**पुष्प** ન. ફૂલ; પુષ્પ.
**प्रयत्न** પુ. પ્રયત્ન; મહેનત.
**प्राण** પુ. (બ. વ.) પ્રાણ; જીવ.
**प्रातर्** અ. સવારે.
**बक** પુ. બક; બગલો.
**बान्धव** પુ. ભાઈ; સગો.
**ब्राह्मण** પુ. બ્રાહ્મણ.
**भुवन** ન. જગત્.
**भोजन** ન. ભોજન.
**मद** પુ. મદ; અહંકાર.
**मध्ये** વચમાં; માં.
**मार्ग** પુ. માર્ગ; રસ્તો.
**यथा** અ. જેવી રીતે.
**रव** પુ. અવાજ; સ્વર.
**राजमार्ग** પુ. રાજમાર્ગ; ધોરી રસ્તો.
**रूप** ન. રૂપ.
**वटोदर** ન. વડોદરા.
**वध** પુ. વધ.
**वादित्र** ન વાદ્ય.
**विद्या** સ્ત્રી. વિદ્યા.
**विना** અ. વિના; વગર.
**वृथा** અ. વૃથા; નકામું
**वेद** પુ. વેદ.
**शकट** પુ. ન. ગાડું.
**शिला** સ્ત્રી. શિલા; પથ્થર.
**शिष्यदोष** પુ. શિષ્યનો દોષ. (**शिष्यस्य दोषः**)
**शीघ्रम्** અ. શીઘ્ર; જલદીથી.
**शीतल** વિ. શીતળ ઠંડું.
**शैत्य** ન. શીત; ઠંડક.
**सदैव** અ. હંમેશાં.
**सभा** સ્ત્રી. સભા.
**सम** વિ. જેવો.
**संमोह** પુ. સંમોહ; ભ્રાંતિ.
**सर्प** પુ. સાપ.
**सर्वत्र** અ. સર્વત્ર; બધે ઠેકાણે.

**सह** અ. સાથે.
**सागर** પુ. સમુદ્ર.
**सायम्** અ. સાંજે.
**सावधान** વિ. સાવધાન; ધ્યાન પૂર્ણ.
**सुख** ન. સુખ.
**सूकर** પુ. ડુક્કર.
**स्वपाठ** પુ. પોતાનો પાઠ (**स्व**-પોતાનો)
**हंस** પુ. હંસ.
**हृदय** ન. હૃદય.

ધાતુઓ.

**अट्** (૧ ગ૦ પ૦) જવું; ભટકવું.
**प्र + काश्** (૧ ગ૦ આ૦) પ્રકાશવું.
**क्रम्** [**क्राम्**] ૧. ૪. પ. ચાલવું; જવું.
**क्रीड्** ૧. પ ક્રીડા કરવી; રમવું.
**प्र + क्षल** ૧૦. પ, ધોવું.
**आ + गम्**× ૧. પ. આવવું.
**वि + जि**× ૧ આ. વિજય મેળવવો; હરાવવું.
**जृम्भ्** ૧ આ. વધવું.
**तॄ** ૧. પ. તરીજવું; ઓળંગવું.
**दह्** ૧. પ. બાળવું.
**फल्** ૧. પ. ફળ આપવું; પરિણામ થવું.
**भाष्** ૧. આ. બોલવું; કહેવું
**भू** ૧. પ. થવું; હોવું.
**भ्रम्** ૧. ૪. પ. [**भ्रमति, भ्राम्यति, भ्रम्यति**] ભમવું; ભટકવું; ફરવું.
**मन** ૪. આ. માનવું; ધારવું.
**यज्** ૧. ઉ. યજ્ઞ કરવો; પૂજા કરવી.
**या** ૨. પ. જવું.
**वन्द्** ૧ આ. વંદન કરવું; નમન કરવું
**वस्** ૧. પ. વસવું; રહેવું.
**वाद्** (**वादयति**–વદ્ નું પ્રે.) વગાડવું.
**विद्** ૪. આ. હોવું.
**वेप्** ૧. આ. ધ્રુજવું; કંપવું.
**व्रज्** ૧. પ. જવું.
**शिक्ष्** ૧. આ. શીખવું.
**शुभ्** ૧. આ. શોભવું.
**स्ना** ૨. પ. સ્નાન કરવું; નહાવું.

× **प्र, आ, वि** વગેરે ઉપસર્ગો કહેવાય છે. ધાતુઓની પહેલાં ઉપસર્ગ આવવાથી (અ) ઘણી વખત તેમના મૂળ અર્થમાં ફેરફાર થાય છે; જેમકે **गच्छति** તે જાય છે. **अनुगच्छति** તે પાછળ જાય છે; **अधि-**

# પાઠ ૬ઠ્ઠો.

## સર્વનામ.

( પુ. અને ન )

જે નામને ઠેકાણે વાપરી શકાય તે **સર્વનામ.** જેમકે રામ નામે એક છોકરો છે. તે હંમેશાં નિશાળે જાય છે. અહીંઆં **તે** એ રામને માટે વપરાયું છે, તેથી એ સર્વનામ કહેવાય છે.

સંસ્કૃતમાં મુખ્ય સર્વનામ નીચે પ્રમાણે છે—**सर्व** સર્વ, બધું. **किम्** કોણ અથવા શું, **यद्** જે, **तद्** તે કે પેલું, **एतद्** આ **अन्य** અને **इतर** બીજું, **अस्मद्** હું-અમે, **युष्मद्** તું-તમે, **इदम्** આ, **अदस्** આ કે પેલું. **અ**કારાન્ત સર્વનામો **અ**કારાન્ત નામો જેવાંજ ચલાવાય છે માત્ર થોડાં (પાંચ) રૂપોજ જૂદાં પડે છે. આવાં રૂપો મોટા અક્ષરે આપવામાં આવ્યાં છે જેથી એ ફરક સહેલાઇથી નજરે આવશે.

સર્વનામનાં ઘણુંખરૂં સંબોધનાં રૂપ લેવાતાં નથી.

---

**गच्छति** તે મેળવે છે; **अवगच्छति** તે જાણે છે; (આ) કેટલીક વખત ઉપસર્ગ લાગવાથી ધાતુનો અર્થ બહુ ફરતો નથી પણ કાયમ જેવોજ રહે છે; જેમકે **रोहति**-તે ઉગે છે અને **प्ररोहति** (એટલે પણ) તે ઉગે છે; (ઇ) કેટલીક વખતે ઉપસર્ગ લાગવાથી ધાતુનું **પદ** બદલાય છે; જેમકે **गम्**-જવું,-એ પરસ્મૈપદી છે પણ **सम् + गम्**-સંગમ થવો-એ આત્મનેપદી છે; **रम्**-રમવું-એ આત્મનેપદી છે પણ **वि + रम्**-અટકવું-એ પરસ્મૈપદી છે; તેમજ **अस्**-૪. પ. નાંખવું-એની પહેલાં કોઈ ઉપસર્ગ આવે તો એ ઉભયપદી થાય છે. (ઈ) કેટલીક વખત ધાતુની પહેલાં એક કરતાં વધારે ઉપસર્ગ પણ આવે છે; જેમકે **सम् + उप + सरति = समुपसरति; प्रति + उत् + गच्छति = प्रत्युद् गच्छति.**

**सर्व** પુ.

| એ. વ. | દ્વિ. | બ. વ. | | એ. વ. | દ્વિ. | બ. વ. | |
|---|---|---|---|---|---|---|---|
| **सर्वः** | **सर्वौ** | **सर्वे** | પ્ર. | **सर्वस्मात्** | **सर्वाभ्याम्** | **सर्वेभ्यः** | પં. |
| **सर्वम्** | ,, | **सर्वान्** | દ્વિ. | **सर्वस्य** | **सर्वयोः** | **सर्वेषाम्** | ષ. |
| **सर्वेण** | **सर्वाभ्याम्** | **सर्वैः** | તૃ. | **सर्वस्मिन्** | ,, | **सर्वेषु** | સ. |
| **सर्वस्मै** | ,, | **सर्वेभ्यः** | ચ. | | | | |

**तद्, यद्, एतद्** અને **किम्** એ સર્વનામો ચલાવતાં પુ. માં એમનાં અનુક્રમે **त, य, एत** અને **क** એવાં રૂપો થાય છે અને પછીથી તેઓ **सर्व** પ્રમાણે ચલાવવામાં આવે છે. માત્ર **तद्** અને **एतद्** નું પ્રથમાનું એકવચન અનુક્રમે **सः** અને **एषः** થાય છે. ×

**तद्** એ દર્શક સર્વનામ કે વિશેષણ હોવા ઉપરાંત ત્રી. પુ. સર્વનામ તરીકે પણ વાપરી શકાય છે. જેમકે વિ. **तस्मिन् पर्वते** તે પર્વત ઉપર; ત્રી. પુ. સર્વ૦ **स वदति** તે બોલે છે. આવીજ રીતે **यद्, किम्** ને **एतद्** પણ વિશેષણ તરીકે વાપરી શકાય છે; જેમકે **यः कुमारः** જે છોકરો; **कः कुमारः** કયો છોકરો; **एषः कुमारः** આ છોકરો વગેરે.

ઘણી વાર **ततः** અને **यतः** એ અવ્યયો અનુક્રમે **तस्मात्** અને **यस्मात्** ના અર્થમાં તથા **तत्र** અને **यत्र** એ અનુક્રમે **तस्मिन्** અને અને **यस्मिन्** ને માટે વપરાય છે; જેમકે **ततः स्थानात्** તે સ્થાનમાંથી; **तत्र वने** તે વનમાં; વગેરે.

નપુંસક લિંગ.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ.વ. |
|---|---|---|---|---|---|---|
| **सर्व—सर्वम्** | **सर्वे** | **सर्वाणि** | પ્ર. દ્વિ. | **किम्—किम्** | **के** | **कानि** |
| **तद्—तद्** | **ते** | **तानि** | પ્ર. દ્વિ. | **अन्य—अन्यत्-द्** | **अन्ये** | **अन्यानि** |
| **यद्—यद्** | **ये** | **यानि** | પ્ર. દ્વિ. | **इतर—इतरत्-द्** | **इतरे** | **इतराणि** |

× વાક્યમાં **सः** અને **एषः** પછી કોઈ પણ વ્યંજન આવે ત્યારે તેમનો વિસર્ગ ઉડી જાય છે; જેમકે **सः गच्छति = स गच्छति.**

બાકીનાં બધાં રૂપ  પુ. પ્રમાણે લેવાય છે.

एतद्‌માં દ્વિ. નાં ત્રણે વચનમાં, તૃ. ના એક વચનમાં અને ષ. તથા સ. ના દ્વિવચનમાં, एत ને બદલે ત્રણે લિંગમાં વિકલ્પે एन વપરાય છે.

एतद् પુ.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | |
|---|---|---|---|
| एषः | एतौ | एते | પ્ર. |
| एतम्-एनम् | एतौ-एनौ | एतान्-एनान् | દ્વિ. |
| एतेन-एनेन | एताभ्याम् | एतैः | તૃ. |
| + + | + | + | |
| एतस्य | एतयोः-एनयोः | एतेषाम् | ષ. |
| एतस्मिन् | एतयोः-एनयोः | एतेषु | સ. |

ન. લિંગ.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | |
|---|---|---|---|---|
| एतद् | एते | एतानि | પ્ર. | બાકીનાં |
| एतद्-एनद् | एते-एने | एतानि-एनानि | દ્વિ. | પુ. પ્રમાણે. |

વાક્યો.

(क) यस्यार्थास्[1]तस्य मित्राणि । आम्नाय×ये दासा स्ते दासाः सर्वलोकस्य । मधुरेण भाषणेन को न तुष्यति । वने वासः कस्य प्रियः । शीलमेव सर्वस्य नरस्य भूषणम् । स्मरति वा तं प्रदेशमार्यपुत्रः । सर्वे गुणाः शीलमाश्रयन्ते । एष पञ्जरस्थः शुको जलं याचते । काले च यो विक्रमते स धीरः । सुखं कं न प्री-

1 વિસર્ગની પછી च् કે छ् આવે તો વિસર્ગનો श् થાય છે; ट કે ठ् આવે તો ष् થાય છે અને त् કે थ् આવે તો स् થાય છે; જેમકે मुग्धः + टिट्टिभः = मुग्धष्टिट्टिभः; शीतलः + चन्द्रः = शीतलश्चन्द्रः વગેરે. × પા. ૩૦ (નિ ૧) જૂઓ.

णयति । किं पिबथ । दुग्धं पिबामः । सर्पाः पवनं पिबन्ति किन्तु ते दुर्बला[1] न भवन्ति ।

(ख) सर्वेभ्यो देवेभ्यो नमः । सर्वे गुणाः काञ्चनमाश्रयन्तीति मूर्खा वदन्ति । खलाः कस्य [2]नोद्वेजकाः ।सज्जनाः परेषां गुणानां वर्णने वाचाला निजगुणानां कथने तु मूकाः । ये सत्यं वदन्ति तेषां कस्मादपि भयं न विद्यते । सर्वः सत्त्वस्यानुरूपं फलं वाञ्छति । न खलु स उपरतो यस्य वल्लभो जनः स्मरति । दरिद्रः [3]सर्वाँल्लोकान्पश्यति किन्तु न [4]कोऽपि तं पश्यति । स तु भवति दरिद्रो यस्य तृष्णा विशाला । शास्त्रे सर्वस्यौषधमस्ति किन्तु मूर्खस्यौषधं नास्ति ।

(ग) सर्वः कान्तमात्मीयं पश्यति । विभवैः किं प्रयोज-

---

१ વિસર્ગની પહેલાં आ હોય અને પછીથી સ્વર કે ઘોષ વ્યંજન આવે તો વિસર્ગ ઉડી જાય છે; જેમકે जनाः + आगच्छन्ति = जना आगच्छन्ति વગેરે.

२ अ કે आ પછી इ, उ, ऋ કે ऌ—હ્રસ્વ કે દીર્ઘ—આવે તો બંનેને બદલે પછીના સ્વરનો ગુણ મૂકાય છે; જેમકે गङ्गा+उदकम् = गङ्गोदकम् ; देव + ऋषिः = देवर्षिः વગેરે. ( आद्गुणः )

३ तवर्गના વ્યંજન પછી ल् આવે તો तवर्गના વ્યંજનને બદલે ल् મૂકાય છે; न् ને બદલે અનુનાસિક ल् મૂકાય છે. જેમકે तद्+लभते = तल्लभते; तस्मिन् + लोके = तस्मिँल्लोके વગેરે. ( तोर्लि । )

४ શબ્દને છેડે ए કે ओ હોય અને પછી अ આવે તો એ अ નો લોપ થાય છે, અને એની જગ્યાએ ऽ આવું ચિન્હ (અવગ્રહ) મૂકવામાં આવે છે; જેમકે मूर्खो + अस्ति = मूर्खोऽस्ति; वने + अत्र = वनेऽत्र.

नम् । ये शोकमनुवर्तन्ते तेषां सुखं न विद्यते । [1]कस्यैतत्पुस्तकम् । अहिरा [2]तद्ग्रामस्य । नमस्तस्मै रामाय येन रावणो हतः । दुग्धं कस्मै* न रोचते । सर्वेभ्यो रोचते तद् । तथापि मद्यपा दुग्धं त्यक्त्वा मदिरायै* स्पृहयन्ति । ÷धिकृतान् धिकृतान् धिगेतान् कथयति सततं कीर्तनस्थो मृदंगः ।

## શબ્દકોષ ૬.

**अनुरूप** वि. યોગ્ય; લાયક ( ષ. સાથે ).
**अर्थ** પુ. પ્રયોજન; અર્થ; વસ્તુ; દ્રવ્ય.
**आत्मीय** वि. પોતાનું.
**आर्यपुत्र** પુ. આર્યપુત્ર; નાથ.

---

૧ **अ** કે **आ** ની પછી **ए** કે **ऐ** આવે તો બંનેને બદલે **ऐ** અને **ओ** કે **औ** આવે તો બંનેને બદલે **औ** મૂકાય છે: જેમકે **दुग्ध + ओदनम् = दुग्धौदनम्; मम + एतद् = ममैतद् ( वृद्धिरेचि । )**

૨ અનુનાસિક તથા અન્તઃસ્થ વગરના કોઈપણ વ્યંજન પછી અઘોષ વ્યંજન આવે તો, એ વ્યંજનને બદલે એના વર્ગનો પહેલો અક્ષર અને ઘોષ વ્યંજન અથવા સ્વરથી શરૂ થતો શબ્દ આવે તો ત્રીજો અક્ષર મૂકાય છે. જેમકે **समिध् + पाणिः = समित्पाणिः; वनात् + रामः = वनाद्रामः; स्वर्गात् + अवतरति = स्वर्गादवतरति.**

× આવા અર્થમાં **प्रयोजनम्, अर्थः, हेतुः** વગેરે શબ્દો સાથે તૃતીયા વપરાય છે. જેમકે **धनेन कोऽर्थः —हेतुः**—ધનની શી જરૂર છે? કેટલીક વખત આવાજ અર્થમાં એ શબ્દો અધ્યહાર રહે છે અને **किम्** એકલાનાંજ રૂપ તૃતીયા સાથે વપરાય છે. જેમકે **धनेन किम् = धनेन किं प्रयोजनम् ।**

* **रुच्** ની સાથે જેને રુચે તે ( માણસ ) અને **स्पृह्** ની સાથે જેની સ્પૃહા રાખવામાં આવે તે ( ચીજ ) ચતુર્થીમાં મૂકાય છે.

÷ **धिक्** ની સાથે જેને ધિક્કાર આપવાનો હોય તે દ્વિતીયામાં મૂકાય છે.

(આ શબ્દથી સ્ત્રીઓ પહેલાં પતિને બોલાવતી)
**आशा** સ્ત્રી આશા.
**उद्वेजक** વિ. ઉદ્વેગ કરનાર; દિલગીરી ઉપજાવનાર.
**उपरत** ભૂ. કૃ. મરણ પામેલો.
**औषध** ન. ઔષધ; ઓસડ.
**कथन** ન. કથન; કહેવું તે.
**काञ्चन** ન. સોનું.
**कान्त** વિ સુંદર. પુ પતિ.
**किन्तु** અ. પણ; પરંતુ.
**कीर्तन** ન. કીર્તન; હરિકથા.
**कीर्तनस्थ** વિ. કીર્તનમાંનો.
**खल** પુ. દુષ્ટ; નીચ માણસ.
**गुण** પુ. ગુણ.
**तथापि** અ. તથાપિ; તોપણ.
**तु** અ. પરંતુ.
**त्यक्त्वा** ત્યાગ કરીને; તજીને.
**दास** પુ દાસ; ચાકર.
**दुग्ध** ન. દૂધ.
**दुर्बल** વિ. દુર્બળ; બળહીન.
**धिक्** અ. ધિક્કાર!
**नर** પુ. માણસ.
**निजगुण** પુ. પોતાનો ગુણ
**पञ्जर** ન. પાંજરૂં
**पञ्जरस्थ** વિ. પાંજરામાંનો.
**पर** સર્વ૰ બીજો.
**पवन** પુ પવન; વાયુ.
**प्रदेश** પુ. પ્રદેશ; જગ્યા.
**प्रयोजन** ન. પ્રયોજન; જરૂર; ઉપયોગ.
**प्रिय** વિ. પ્રિય; વહાલું.
**भाषण** ન. ભાષણ; બોલવું તે.
**मद्यप** પુ. દારૂડીયો.
**मदिरा** સ્ત્રી. દારૂ.
**मधुर** વિ. મધુર; મીઠું.
**मूक** વિ. મૂગો.
**मृदंग** પુ મૃદંગ.
**वर्णन** ન. વર્ણન; વર્ણન કરવું તે.
**वल्लभ** વિ પ્રિય. પુ. પતિ.
**वा** અ. અથવા.
**वाचाल** વિ વાચાળ; ઘણું બોલનાર.
**विभव** પુ. સંપત્તિ; ધન; વૈભવ.
**विशाल** વિ વિશાળ; મોટું
**शास्त्र** ન. શાસ્ત્ર
**शील** ન. શીલ; સદ્વર્તન; ચારિત્ર.
**शोक** પુ. શોક.
**सज्जन** પુ. સજ્જન; સારો માણસ.
**सततम्** અ. સતત; હંમેશાં.
**सत्त्व** ન. સ્વભાવ; ગુણધર્મ; બળ.
**सर्वलोक** પુ. બધી દુનિયા; બધાલોક.

ધાતુઓ.

**कथ्** ૧૦. પ. કહેવું.

**वि + क्रम्** ૧. આ. પરાક્રમ કરવો; બહાદુરી બતાવવી.

**याच्** ૧. આ. યાચવું; માગવું.

**रुच्** ૧. આ. રુચવું; ગમવું; ભાવવું.

**वाञ्छ्** ૧. પ. ઇચ્છવું.

**अनु + वृत्** ૧. આ. અનુસરવું; પાછળ જવું.

**श्रि + आ** ૧. ઉ. પ. આશ્રય કરવો; અવલંબવું.

**स्पृह्** ૧૦. પ. સ્પૃહા રાખવી; ઇચ્છવું.

**स्मृ** ૧. પ. સ્મરવું; યાદ હોવું; ચિંતન (સ્મરણ) કરવું.

---

## પાઠ ૭મો.

### સર્વનામ (ચાલુ)

### (સ્રીલિંગ.)

અકારાન્ત સર્વનામનું સ્રીલિંગ अ નો आ કરવાથી થાય છે અને પછીથી તેઓ आકારાન્ત સ્રી. નામોની માફક ચલાવવામાં આવે છે. તેઓ પણ પું ની માફક સ્રી. માં आકારાન્ત સ્રી. નામોથી પાંચ ઠેકાણે જૂદાં પડે છે. એ ફેરફાર નીચે મોટે અક્ષરે જણાવવામાં આવ્યો છે.

#### સર્વા સ્રીલિંગ.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | |
|---|---|---|---|---|---|---|---|
| सर्वा | सर्वे | सर्वाः | પ્ર | **सर्वस्याः** | सर्वाभ्याम् | सर्वाभ्यः | પં. |
| सर्वाम् | ,, | ,, | દ્વિ. | **सर्वस्याः** | सर्वयोः | **सर्वासाम्** | ષ. |
| सर्वया | सर्वाभ्याम् | सर्वाभिः | તૃ. | **सर्वस्याम्** | ,, | सर्वासु | સ. |
| **सर्वस्यै** | ,, | सर्वाभ्यः | ચ. | | | | |

સ્રીલિંગમાં तद्, एतद्, यद् ને किम् એ અનુક્રમે ता, एता,

या ને का થાય છે અને પછી सर्वा પ્રમાણે ચલાવવામાં આવે છે. માત્ર तद् ને एतद् નું પ્રથમા એક વચનનું રૂપ અનુક્રમે सा ને एषा થાય છે.

एतद् સ્ત્રી.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ | |
|---|---|---|---|
| एषा | एते | एताः | પ્ર. |
| एताम्–एनाम् | एते–एने | एताः–एनाः | દ્વિ. |
| एतया–एनया | एताभ्याम् | एताभिः | તૃ. |
| + | + | + | |
| एतस्याः | एतयोः–एनयो | एतासाम् | ષ. |
| एतस्याम् | ,, ,, | एतासु | સ. |

વાક્યો.

(क) मेघै[1] मेंदुरमम्बरम् । का वेला वर्तत[2] इदानीम् । एषोऽस्ताचलमारोहति देवो दिनकरः। कस्या एतावर्भकावत्र विजने वने भयं त्यक्त्वा क्रीडन्त्येतावुरो[3] गाढांधकारे । सीतायाः कुमा-

---

૧ વિસર્ગની પહેલાં अ કે आ વગરનો કોઈ પણ સ્વર હોય અને પછીથી સ્વર કે ઘોષ વ્યંજન આવે તો વિસર્ગનો र् થાય છે. જેમકે हरिः + आगच्छति = हरिरागच्छति ।

૨. ए, ऐ, ओ, औ ની પછી સ્વર આવવાથી એમને બદલે મૂકાએલા अय्, आय्, अव्, आव् ના य् અને व् નો બહિ:સંધિમાં (એટલે ए, ऐ, ओ, औ શબ્દને છેડે હોય ત્યારે) વિકલ્પે લોપ થાય છે; જેમકે वर्तते + इदानीम् = वर्तत इदानीम् અથવા वर्ततयिदानीम्. આવી રીતે અથવા વિસર્ગનો લોપ થવાથી બે સ્વર સાથે આવે તો તેમની સંધિ થતી નથી

૩. इ, उ, ऋ ऌ—દીર્ઘ કે હ્રસ્વ–પછી કોઈ અસવર્ણ કે વિજાતીય સ્વર આવે તો એમને બદલે અનુક્રમે य्, व्, र्, ल् મૂકાય છે; જેમકે साधु + इदम् = साध्विदम्; मातृ + आज्ञा = मात्राज्ञा વગેરે (इको यणचि ।)

रावेतौ । अप्येतत् तपोवनम् । नमस्तापसेभ्यः । अये,+ एतास्तपस्विकन्यकाः सेचनघटैर्बालपादपेभ्यो जलं दातुमित एवाभिवर्तन्ते। अहो मधुरमेतासां दर्शनम्। धन्यास्ता याःपादपेष्वपि* स्निह्यन्ति।

(ख) यावत्तलं तावदाख्यानम् । प्रस्तावना खल्वेषा कपटनाटकस्य । पुस्तकस्था तु या विद्या न सा विद्या फलप्रदा । सर्वस्य लोचनं शास्त्रं यस्यनास्त्यन्ध एव सः । का वार्ता वर्तते। द्वारे तिष्ठति चण्डालकन्यका // काचित् । किं तस्या आगमनस्य कारणम् । किमपि वस्त्र याचते सा। हन्त न कोऽपिद्यते तस्याः। व्याधितस्यौषधं पथ्यं नीरुजस्य किमौषधैः ।

શબ્દકોષ ૭.

**अत्र** અ. અહીંઆં.
**अन्ध** વિ. આંધળો.
**अपि** અ. પણ (શરૂઆતમાં પ્રશ્નાર્થ બતાવે છે)
**अंबर** ન. આકાશ; (૨) વસ્ત્ર.
**अर्भक** પુ. છોકરો; બાળક.
**अये** અ. અરે !
**अस्ताचल** પુ. અસ્તાચળ (**अचल** પુ. પર્વત)
**अहो** અ. ઓ.
**आख्यान** ન. આખ્યાન; કથા.
**आगमन** ન. આગમન; આવવું તે.

+ કેવળપ્રયોગી અવ્યયોના અન્ત્ય **ए** કે **ओ** ની પછીના સ્વર સાથે સંધિ થતી નથી; સંબોધનના અન્ત્ય **ओ** ની પછી **इति** આવે ત્યારે વિકલ્પે થાય છે; જેમકે **गुरो + इति = गुरो इति; गुरविति** અથવા **गुर इति** (નિ. ૨)

* **स्निह्** ની સાથે જેના ઉપર સ્નેહ રાખવાનો હોય તેની સપ્તમી આવે છે.

//**किम्** નાં રૂપોને **चित्, चन** અથવા **अपि** લગાડવાથી એમનો પ્રશ્નાર્થ જતો રહી અનિશ્ચિતાર્થ થાય છે; જેમકે **कयाचित् कन्यया** કોઇએક કન્યાથી **कस्मैचन पुरुषाय** કોઇએક માણસને; વગેરે.

= **दय्** ની સાથે જેના ઉપર દયા બતાવવાની હોય તે પછી માં મૂકાય છે.

**इतः** અ. અહીંથી.
**इदानीम्** અ. હમણાં.
**एतादृश** વિ. આવું.
**कपटनाटक** ન. કપટનું નાટક.
**कारण** ન. કારણ.
**गाढांधकार** પુ ગાઢઅંધારૂં ( **अंधकार** પુ. અંધારૂં )
**चण्डालकन्या** સ્ત્રી. ચંડાળની છોકરી (**चण्डालस्य कन्या**)
**तपोवन** ન તપોવન.
**तपस्विकन्यका** સ્ત્રી. તપસ્વીઓની છોકરી.
**तापस** પુ તાપસી: તપકરનાર.
**तावत्** અ ત્યાં સુધી.
**तैल** ન. તેલ.
**दर्शन** ન. દેખાવ; જોવું તે.
**दातुम्** આપવાને.
**दिनकर** પુ. સૂર્ય
**धन्य** વિ. ધન્ય; ભાગ્યશાળી.
**नीरुज** વિ. નિરોગી.
**पथ्य** વિ. હિતકર; ફાયદાકારક.
**पुस्तकस्थ** વિ. પુસ્તકમાંની.
**प्रस्तावना** સ્ત્રી. પ્રસ્તાવના; શરૂઆત.
**फलप्रद** વિ. ફળદાયી; ફળઆપનાર.
**बालपादप** પુ. ન્હાનું ઝાડ; છોડવો. (**पादप** પુ. ઝાડ)
**मेदुर** વિ. વ્યાપ્ત; ઢંકાએલું.
**मेघ** પુ. મેઘ; વાદળું; વરસાદ.
**यावत्** અ. જ્યાં સુધી.
**लोचन** ન. આંખ.
**वार्ता** સ્ત્રી. ખબર; હકીગત.
**विजन** વિ. માણસ વગરનું; એકાંત
**वेला** સ્ત્રી. વેળા; વખત.
**सेचनघट** પુ. પાણીપાવાનો ઘડો. (**सेचन** ન. છાંટવું તે; સિંચન. ને **घट** પુ. ઘડો )

ધાતુઓ.

**दय्** ૧ આ. દયા લાવવી.
**आ + रुह्** ૧. ૫. ચઢવું
**वृत्** ૧. આ. હોવું; વર્તવું.
**अभि + वृत्** ૧ આ. તરફ જવું; પાસે થઇને જવું. ( **अभि** તરફ ).
**स्था** [ **तिष्ठ्** ] ૧. ૫. ઉભું રહેવું; હોવું.

—:•:—

# પાઠ ૮મો.

## इकारान्त ને उकारान्त શબ્દો.

### (પુલ્લિંગ)

**हरि** પુ. હરિ. | **भानु** પુ. સૂર્ય.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|
| हरिः | हरी | हरयः | પ્ર. | भानुः | भानू | भानवः |
| हरिम् | ,, | हरीन् | દ્વિ. | भानुम् | ,, | भानून् |
| हरिणा | हरिभ्याम् | हरिभिः | તૃ. | भानुना | भानुभ्याम् | भानुभिः |
| हरये | ,, | हरिभ्यः | ચ. | भानवे | ,, | भानुभ्यः |
| हरेः | ,, | ,, | પં. | भानोः | ,, | ,, |
| ,, | हर्योः | हरीणाम् | ષ. | ,, | भान्वोः | भानूनाम् |
| हरौ | ,, | हरिषु | સ. | भानौ | ,, | भानुषु |
| हरे | हरी | हरयः | સં. | भानो | ,, | भानवः |

**अरि, रवि, कवि** વગેરે इकारान्त પુ. નામો તથા **सुरभि, शुचि** વગેરે વિશેષણ આમ **हरि** પ્રમાણે ચલાવવામાં આવે છે.

**गुरु, शिशु, शत्रु** વગેરે उकारान्त પુ. નામો તથા **लघु, साधु** વગેરે વિશેષણો **भानु** પ્રમાણે ચલાવવામાં આવે છે.

**નોંધ**—ઉપરનાં રૂપો સરખાવતાં માલમ પડશે કે જ્યાં इकारान्त શબ્દોના અન્ત્ય इ નો ई, ए, अय् કે य् થાય છે ત્યાં उकारान्त શબ્દોના અન્ત્ય उ નો ऊ, ओ, अव् કે व् થાય છે.

વાક્યો.

(क) ऐश्वर्यस्य विभूषणं सुजनता । न विप्रियं वदन्त्यार्याः । मणिरहेर्दोषान्न स्पृशति । एवं साधुरप्यसाधोर्दोषान्न स्पृशति । विद्या गुरूणां गुरुः । सिंहः शिशुरपि मत्तेषु गजेषु निपतति । गुणैर्गौरवमायाति मनुष्यः । कलौ नीचा महत्त्वं गताः । क्रुद्धो

नृपति र्न कस्यापि मित्रम्। अलं मन्युना । [1]मोहान्मृत्यु र्भवति। गुरो र्वचनमौषधम् । मित्रमुखस्य राज्ञो र्वचनं न श्रोतव्यम्। यतिः संगाद्विनश्यति । हिंस्र बलमसाधूनाम् ।

(ख) कङ्कणस्य लोभेन कश्चित्पान्थः पङ्के निमग्नो मृतश्च* । सर्व[2] उच्चैः पदमभिकाङ्क्षति । दशरथस्य पुत्रो दाशरथिः। यत्र यत्र धूमस्तत्र तत्र वह्निः। मृतं शरीरमग्नौ प्रक्षिप्य ज्ञातयो मित्राणि च गृहंनिवर्तन्ते । धीरास्तु धैर्येण मृत्युं तरन्ति । रक्षन्ति पुण्यानि पुराकृतानि । प्रवाते ऽपि निष्कम्पा गिरयः । चक्रवत्परिवर्तन्ते दुःखानि च सुखानि च । को नामार्णादकेन नवमालिकां सि-

૧. શબ્દને અન્તે કોઇ પણ વ્યંજન હોય અને પછીથી અનુનાસિક આવે તો એ વ્યંજનને બદલે વિકલ્પે એનાજ વર્ગનો અનુનાસિક મૂકાય છે; જેમકે दिक् + नागः = दिग् नागः અથવા दिङ्नागः; षट् + मुख = षड्मुख અથવા षण्मुख. પણ જો અનુનાસિક નામને લાગતા પ્રત્યય ( तद्धित ) નો હોય તો પાછળના વ્યંજનનો અનુનાસિક જરૂર થાય છે જેમ, तद् + मय = तन्मय; तद् + मात्र = तन्मात्र; चित् + मात्र=चिन्मात्र.

* च (અને) અને वा એ બે અવ્યયો જે શબ્દો કે વાક્યોને જોડ આવવા છૂટા પાડે તે બધાને છેડે એકજ વાર અથવા દરેકની પછી જૂદી જૂદી વાર, મૂકવામા આવે છે. જેમકે रामश्च कृष्णश्च गोविन्दश्च અથવા रामः कृष्णो गोविन्दश्च । रामो गृहं गच्छति च भोजनं करोति च અથવા रामो गृहं गच्छति भोजनं करोति च । च સૌથી છેલ્લે ન મૂકતાં છેલ્લા વાક્યમાં એક શબ્દ છોડીને પણ કેટલીક વાર મૂકાય છે; જેમકે रामो गृहं गच्छति भोजनं च करोति।

૨. વિસર્ગની પૂર્વે अ હોય અને પછીથી अ વગર કોઇ પણ સ્વર હોય તો વિસર્ગ ઉડી જાય છે. જેમ કે रामः + आगच्छति = राम आगच्छति.

क्ति÷। अनुत्सेकः खलु विक्रमस्यालङ्कारः। अराजके जनपदे मत्स्या इव जनाः परस्परं भक्षयन्ति। अकाले दुर्लभो मृत्युः। ईश्वरस्य प्रसादात्पङ्गुरप्यद्रेः शृङ्गमारोहति। ³शिलाश्शैलस्य शोभन्ते।

(ग) यस्य शत्रुर्न जातः सोऽजातशत्रुः। कपीनां किल लाङ्गूलमिष्टं भवति भूषणम्। तृणादपि लघुस्तूलस्तूलादपि च याचकः। गर्जन्ति न वृथा शूरा निर्जला तोयदा इव। जरा रूपं हरति मृत्युश्च प्राणान्। शोभन्ते विद्यया विप्रा लज्जया च कुलाङ्गनाः। चातकस्य मुखे मेघस्य धारा न पतन्ति। देवो दिनकरो मयूखरश्रान्तं तपति। न हि कृतमुपकारं साधवो विस्मरन्ति। स्वयं न खादन्ति फलानि वृक्षाः। रामो वीर्ये विष्णुना सदृशः। पङ्कजैः शोभते पम्पा। शैलोऽधिवासः पतत्रीणाम्। न दूतो वधमर्हति।

सर्पः क्रूरः खलः क्रूरः सर्पात्क्रूरतरः खलः।
मन्त्रेण शाम्यते सर्पो न खलः शाम्यते कदा॥
शैले शैले न माणिक्यं मौक्तिकं न गजे गजे।
साधवो न हि सर्वत्र चन्दनं न वने वने॥

---

÷ सिच् ની સાથે જે છાંટવાનું હોય તેની તૃતીયા અને જેના ઉપર છાંટવાનું હોય તેની દ્વિતીયા, અથવા જે છાંટવાનું હોય તેની દ્વિતીયા અને જેના ઉપર છાંટવાનું હોય તેની સપ્તમી આવે છે. જેમકે जलेन वृक्षान् सिञ्चति અથવા वृक्षेषु जलं सिञ्चति તે ઝાડો ઉપર પાણી છાટે છે.

૩ વિસર્ગની પછી श्, ष् કે स् આવે તો વિસર્ગ કાયમ રહે છે અથવા વિસર્ગને બદલે અનુક્રમે श, ष् કે स મૂકવામાં આવે છે; જેમકે उदितः + सूर्यः = उदितः सूर्यः અથવા उदितस्सूर्यः। क्रुद्धः + षण्मुखः = क्रुद्धः षण्मुखः કે क्रुद्धष्षण्मुखः

**दक्षिणे लक्ष्मणो यस्य वामे च जनकात्मजा ।**
**पुरतो मारुतिर्यस्य तं वन्दे रघुनन्दनम् ॥**

## શબ્દકોષ ૮.

**अकाल** પુ અકાળ; અયોગ્ય વખત.

**अग्नि** પુ. અગ્નિ દેવતા.

**अद्रि** પુ. પર્વત.

**अनुत्सेक** પુ. વિનય.

**अराजक** વિ. રાજા વગરનો. ન. અંધાધુંધી.

**अलम्** અ. બસ; ઘણું થયું. (તૃતીયા સાથે)

**अश्रान्तम्** અ. સતત; વિશ્રાંતિ વગર.

**असाधु** પુ. સાધુ નહીં તે; દુર્જન.

**अहि** પુ સાપ

**आर्य** પુ. શ્રેષ્ઠ; પૂજ્ય માણસ.

**इव** અ. જેવું; ની માફક.

**इष्ट** ભૂ. કૃ. (**इष्** [**इच्छ्**] ૬. ૫. ઇચ્છવું) પ્રિય; ઇચ્છેલું

**उच्चैस्** અ. ઉંચું; શ્રેષ્ઠ. મોટેથી.

**उपकार** પુ. ઉપકાર.

**उष्णोदक** ન. (**उष्ण** વિ. ઉન્હું **उदक** ન. પાણી) ઉન્હું પાણી.

**ऐश्वर्य** ન. ઐશ્વર્ય; સમૃદ્ધિ.

**कङ्कण** પુ. ન. કંકણ. કડું (હાથનું)

**कदा** અ. ક્યારે: કદી પણ.

**कपि** પુ વાનર.

**कलि** પુ. કળિયુગ; કજીઓ.

**कुलाङ्गना** સ્ત્રી (**कुल** ન. કુળ; ઘર. **अङ्गना** સ્ત્રી) કુલીન સ્ત્રી.

**कृत** ભૂ. કૃ. કરેલો.

**क्रुद्ध** ભૂ. કૃ. (**क्रुध्** ૪. ૫. ગુસ્સે થવું) ક્રોધાયમાન થયેલો.

**क्रूर** વિ. ક્રૂર; ઘાતકી **क्रूरतर** વધારે ઘાતકી. (**तर** એ સરખામણીનો પ્રત્યય છે)

**गज** પુ. હાથી.

**गिरि** પુ. પર્વત.

**गुरु** પુ. ગુરૂ; શિક્ષક વિ. ભારે.

**गौरव** ન. ગૌરવ; મહત્ત્વ; આદર.

**चक्रवत्** અ. ચક્રની માફક:પૈડા જેવું.

**चन्दन** ચન્દનનું ઝાડ.

**चातक** પુ. ચાતક.

**जनकात्मजा** સ્ત્રી (**जनकस्य आत्मजा**–છોકરી) જનકની છોકરી: સીતા.

**जनपद** પુ. રાષ્ટ્ર; દેશ.

**जात** ભૂ. કૃ. (**जन** ૪. આ.) પેદા થએલો.

**ज्ञाति** પુ. સગો.
**तूल** પુ. ન. રૂ. કપાસ.
**तृण** ન. તૃણ; ઘાસ.
**तोयद** પુ. મેઘ; વાદળું.
**दक्षिण** ન. દક્ષિણ બાજુ.
**दुर्लभ** વિ. દુર્લભ; મેળવવાને મુશ્કેલ.
**दोष** પુ. દોષ.
**धारा** સ્ત્રી. ધારા. સેર.
**धीर** વિ. હિંમતવાન; ધીરજવાળો. (૨) બુદ્ધિમાન.
**धैर्य** ન. ધીરજ; હિંમત.
**नवमालिका** સ્ત્રી. મોગરો.
**नाम** અ. ખચીત.
**निमग्न** ભૂ. કૃ. (**मस्ज् मज्जति** ૬. પ. મગ્ન થવું; ડૂબી જવું) નિમગ્ન; તલ્લીન; ડૂબી ગએલું.
**निष्कम्प** વિ નિશ્ચલ; કંપાયમાન થયા વગરનું.
**निर्जल** વિ. પાણી વગરનું.
**नीच** વિ. નીચ; હલકો.
**नृपति** પુ. રાજા.
**पङ्क** પુ. ન. કાદવ.
**पङ्कज** ન. કમળ.
**पङ्गु** વિ. લંગડો.
**पद** ન. પદ; સ્થાન. (૨) ડગલું.
**पम्पा** સ્ત્રી. સરોવરનું નામ છે.
**परस्परम्** વિ. એકબીજાને (આ અર્થમાં એ અવ્યય તરીકે વપરાય છે)
**पान्थ** પુ. મુસાફર
**पुण्य** ન. પુણ્ય. વિ. પવિત્ર.
**पुराकृत** વિ. (ભૂ. કૃ.) પહેલાં કરેલાં; **पुरा** અ. પહેલાં.
**पुरतस्** અ. આગળ; સ્હામે.
**प्रक्षिप्य** નાંખી દઈને.
**प्रवात** પુ. (**प्रबलः वातः**) જોરાવર પવન.
**प्रसाद** પુ. કૃપા; મહેરબાની.
**बल** ન બળ; જોર. (૨) લશ્કર.
**भानु** પુ. સૂર્ય.
**मणि** પુ. મણિ; રત્ન.
**मन्त्र** પુ. મન્ત્ર.
**मनुष्य** પુ. માણસ.
**मन्यु** પુ ક્રોધ (૨) શોક.
**मयूख** પુ. કિરણ.
**महत्त्व** ન. મહત્ત્વ; મોટાઈ.
**माणिक्य** ન. માણેક.
**मारुति** પુ. મારુતિ; હનુમાન.
**मित्रमुख** વિ. મિત્રના જેવા મુખવાળો; માત્ર મ્હોઢેથીજ મિત્રતાની વાતો કરનારો; પણ પેટમાં પાપ રાખનારો; ગીદાબોલો.

**मृत** ભૂ. કૃ. મરી ગએલું.
**मृत्यु** પુ મૃત્યુ; મોત.
**मोह** પુ. મોહ; અજ્ઞાન; મૂર્ખપણું.
**मौक्तिक** ન. મોતી.
**यति** પુ યતિ; જતિ.
**यत्र** અ. જ્યાં.
**याचक** પુ. યાચક; માગનાર.
**रघुनन्दन** પુ. ( रघोः नन्दनः છોકરો ) રામ; રઘુના વંશજ.
**लघु** વિ. હલકું; ન્હાનું.
**लज्जा** સ્ત્રી. લાજ; શરમ.
**लाङ्गूल** ન. પૂંછડી.
**लोभ** પુ. લોભ.
**वह्नि** પુ. અગ્નિ.
**वाम** ન. ડાબી બાજુ.
**विक्रम** પુ. પરાક્રમ; બહાદુરી.
**विप्र** પુ. વિપ્ર; બ્રાહ્મણ.
**विप्रिय** ન. અપ્રિય વાત.
**विभूषण** ન. ભૂષણ; ઘરેણું.
**विष्णु** પુ. ભગવાન વિષ્ણુ.
**वीर्य** ન વીર્ય; શૌર્ય.
**शत्रु** પુ. શત્રુ
**शिशु** પુ. બાળક.
**शूर** વિ. શૂરવીર.
**शृङ्ग** ન. શિખર (૨) શીંગડું.
**शैल** પુ. પર્વત; ટેકરી.
**श्रोतव्य** વિ. કૃ. સાભળવા લાયક.
**साधु** પુ. સાધુ; સારો માણસ.
**सिंह** પુ. સિંહ.
**सुजनता** સ્ત્રી. સૌજન્ય; સારાપણું; ભલમનસાઈ.
**स्वयम्** અ. પોતેજ; જાતેજ.
**हि** અ. કારણકે કેટ.ક વાર વાક્યમાં કંઇ ખાસ અર્થ વગર માત્ર પાદપૂરણાર્થે પણ વપરાય છે )
**हिंसा** સ્ત્રી. હિંસા.

ધાતુઓ.

**अर्ह्** ૧. ૫, યોગ્ય હોવું.
**अभि + काङ्क्ष्** ૧. ૫ ઈચ્છવું; આશા રાખવી.
**गर्ज्** ૧. ૫. ગર્જવું; ગર્જના કરવી.
**तप्** ૧. ૫ તપવુ (૨) તપ કરવું.
**अनु + तप्** અનુતાપ, શોક કરવો; પશ્ચાતાપ કરવો.
**वि** } + **नश्** ૪. ૫ નાશ પા-
**प्र** } મવું (૨) અદૃશ્ય થવું.
**नि + पत्** ૧ ૫. હલ્લો કરવો. ઝડપ મારવી.
**आ + या** ૨. ૫ આવવું.
**नि** } + **वृत्** ૧ આ. પાછા
**प्रतिनि** } ફરવુ
**परि + वृत्** ૧. આ. ગોળ ફરવું ( परि આસપાસ )
**शाम्यते** ( સ. ભે. ) શમવી શકાય છે; શાંત પાડી શકાય છે.
**वि + स्मृ** ૧. ૫. ભૂલી જવું.

# પાઠ ૯ મો.

## अस्मद् ને युष्मद् *

**अस्मद्** 'હું કે અમે' અને **युष्मद्** 'તું કે તમે' એ અનુક્રમે પહેલો અને બીજો પુરૂષ સર્વનામ છે. ત્રણે જાતિમાં તેમનાં રૂપ એક સરખી રીતે જ લેવાય છે.

---

* **નોંધ:—अस्मद् ને युष्मद्** નાં **मा मे नौ नः** અને **त्वा ते वाम् वः** એ વૈકલ્પિક ટૂંકાં રૂપો વાક્યની શરૂઆતમાં કે શ્લોકની લીટિની શરૂઆતમાં વપરાતાં નથી; જેમકે **मम पुस्तकं क्वास्ति** ને ઠેકાણે **मे पुस्तकं**...એમ નહીં વપરાય **वेद रशेषः सवेद्यः । अस्मान कृष्णः सदाऽवतु ॥ ( सि. कौ. )** અહીંઆં **नः कृष्णः** નહીં વપરાય; કારણકે **अस्मान्** એ શ્લોકની લીટને આરંભે છે.

આ રૂપો સંબોધનના રૂપ પછી પણ વપરાતાં નથી; જેમકે **देवास्मान ( नः નહી ) पाहि सर्वदा ( सि. कौ. )**. પણ જો સંબોધન પછી એનો ગુણ બતાવનાર કોઇ વિશેષણ આવ્યું હોય તો એ વાપરવામાં વાંધો નથી; જેમકે **हरे दयालो न. पाहि ( सि. कौ. )** અહીંઆં **हरे** પછી એનો ગુણ બતાવનાર **दयालो** વિ. આવેલું છે.

તેમજ **च, वा, ह** કે **हा, अह** અને **एव** એ અવ્યયોની પહેલાં પણ આ રૂપો વપરાતાં નથી; જેમકે **तव मम च संबन्धः । तव मम वा गृहम् । तव एव गृहमेतत् ।** વગેરેમા **तव** ને બદલે **ते** ન ચાલે તેમજ **हा मम दारिद्र्यम्** માં **मम** ને બદલે **मे** ન ચાલે પણ જો આ અવ્યયો આ રૂપોને જોડતાં ન હોય તો તેગની સાથે એ વાપરી શકાય છે; જેમકે **हरो हरिश्च मे स्वामी ( सि. कौ. )** અહીં **च** એ **मे** ને કોઇ સાથે જોડતો નથી ( **हरः** ને **हरिः** ને જોડે છે ) એટલે એનો ઉપયોગ ખોટો નથી.

## अस्मद्.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | |
|---|---|---|---|
| अहम् | आवाम् | वयम् | પ્ર. |
| माम्, मा | आवाम्, नौ | अस्मान्, नः | દ્વિ. |
| मया | आवाभ्याम् | अस्माभिः | તૃ. |
| मह्यम्, मे | आवाभ्याम्, नौ | अस्मभ्यम्, नः | ચ. |
| मत् | आवाभ्याम् | अस्मत् | પં. |
| मम, मे | आवयोः, नौ | अस्माकम्, नः | ષ. |
| मयि | आवयोः | अस्मासु | સ. |

## युष्मद्

| એ. વ. | દ્વિ વ. | બ. વ. | |
|---|---|---|---|
| त्वम् | युवाम् | यूयम् | પ્ર. |
| त्वाम्, त्वा | युवाम्, वाम् | युष्मान्, वः | દ્વિ. |
| त्वया | युवाभ्याम् | युष्माभिः | તૃ. |
| तुभ्यम्, ते | युवाभ्याम्, वाम् | युष्मभ्यम्, वः | ચ. |
| त्वत् | युवाभ्याम् | युष्मत् | પં. |
| तव, ते | युवयोः, वाम् | युष्माकम्, वः | ષ. |
| त्वयि | युवयोः | युष्मासु | સ. |

## વાક્યો.

(क) कस्त्वम् । कुतः समायातः । अहं नारायणः । नास्ति मे गृहम् । न जनको न चाम्बा । कथं मां परित्यजसि । त्वमेव शरणं मम । किं भाषसे । नास्ति मयि विश्वास इति । हन्त धिङ् मामधन्यम् । वेपते मे हृदयम् ।

अहमेको न मे कश्चिन्नाहमन्यस्य कस्यचित् ।<br>
न तं पश्यामि यस्याहं तं न पश्यामि यो मम ॥

(ख) कौ युवाम् । सुग्रीवो युवाभ्यां सख्यमिच्छति । तमेव मार्गाव: सुग्रीवं प्लवगेश्वरम् । एते मुनय आदित्यमुपतिष्ठन्ते । ईश्वरस्य पदं न ध्यातं मया । अहो गीतस्य माधुर्यं श्लोकानां च विशेषत: । न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते । हे राम भरतो जटिलस्त्वां प्रतीक्षते । त्वं वयस्योऽसि हृद्यो मे एकं दुःखं सुखं च नौ । अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्यचित् । ऋषे नमस्ते । स्वस्ति× ते राम । सफला अस्माकं मनोरथा: । वयं कृत्स्नां वसुधां चराम: । केयूरा न विभूषयन्ति पुरुषम् ।

श्रोत्रं श्रुतेनैव न कुण्डलेन दानेन पाणिर्न तु कङ्कणेन ।
विभाति काय: करुणापराणां परोपकारैर्न तु चन्दनेन ॥

(ग) न किमपि तुभ्यं *धारयामि । किं मां वृथा पीडयसि । ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसा: । तामसाश्चाधो गच्छन्ति । बुधो भोगेषु न रमते । धर्मेण हीना: पशुभि समाना: । सत्संगाद् भवति हि साधुता खलानाम् । काका वयं काका वयं काका इति जल्पन्ति ।

× एकोऽहमसहायोऽहं कृशोऽहमपरिच्छद: ।
स्वप्नेऽप्येवंविधा चिन्ता मृगेन्द्रस्य न जायते ॥

---

× नम: અને स्वस्ति ની સાથે જેની તરફ નમસ્કાર કે કલ્યાણની લાગણી બતાવવાની હોય તે ચતુર્થીમાં મુકાય છે.

* धृ–દેવું હોવું–ની સાથે પૈસા માગનાર (લેણદાર) ચતુર્થીમાં અને દેવાદાર પ્રથમામાં મુકાય છે; જેમકે हरि: रामाय शतं धारयति હરિને રામનું સો દેવું છે.

× एक સર્વનામ છે; એનાં રૂપ સર્વની માફક થાય છે. દ્વિવચનમાં એ ઘણુંખરૂં વપરાતું નથી. બહુવચનમાં એનો અર્થ 'કેટલાક' થાય છે;

पादपानां भयं *वातात्पद्मानां शिशिराद्भयम् ।
पर्वतानां भयं वज्रात्साधूनां दुर्जनाद्भयम् ॥
उत्सवे व्यसने चैव दुर्भिक्षे शत्रुविग्रहे ।
राजद्वारे श्मशाने च यस्तिष्ठति स बान्धवः ॥

## શબ્દકોષ ૯.

अधन्य વિ. અભાગી; કમનસીબ.
अधस् અ. નીચે (ષષ્ઠી સાથે)
अपरिच्छद વિ. પરિવાર વગરનો (परिच्छद પુ. પરિવાર)
असहाय વિ. મિત્ર—મદદગાર—રહિત (सहाय પુ. મદદગાર)
आदित्य પુ. સૂર્ય.
इति અ. એમ. (અન્ત બતાવે છે)
इह અ. અહીં; આ દુનિયામાં.
उत्सव પુ. ઓચ્છવ.
उर्ध्वम् અ. ઉપર.
ऋषि પુ. ઋષિ.
एक સર્વ૦ એક.
एवंविध વિ. એવી જાતનું.
कथम् અ. કેમ ? કેવી રીતે ?
करुणापर વિ. ઘણો દયાળુ. (करुणा સ્ત્રી દયા)
काक પુ. કાગડો; (૨) નિંદ્ય પુરુષ.
काय પુ. ન. શરીર; દેહ.
कुण्डल પુ. ન. કુણ્ડલ; કાનનું ઘરેણું; વાળી.
कृत्स्न વિ. બધું આખું.
कृश વિ કૃશ; અશક્ત; પાતળું.
केयूर પુ. ન. કેયૂર; હાથનું ઘરેણું; કડું.
गीत ન. ગીત; ગાયન.

---

જેમકે विधवायाः पुनरुद्वाहः सशास्त्र इत्येके मन्यन्ते शास्त्रविरुद्ध इत्यन्ये । વિધવાનું પુનર્લગ્ન સશાસ્ત્ર છે એમ કેટલાક માને છે, શાસ્ત્રવિરૂદ્ધ છે એમ બીજા માને છે.

* ભયસૂચક શબ્દોની સાથે જેના તરફથી બીક હોય તે પંચમીમાં મૂકાય છે; જેમકે मनुष्याणां व्याघ्राद्भयं विद्यते । માણસોને વાઘની બીક હોય છે.

**चिन्ता** સ્ત્રી. ચિન્તા.
**जटिक** વિ. જટાધારી.
**तामस** વિ. તમોગુણવાળો.
**दुर्भिक्ष** ન દુકાળ.
**धर्म** પુ. ધર્મ; (૨) ફરજ.
**पद** ન. પગ
**पद्म** પુ ન કમળ.
**परोपकार** પુ. પરોપકાર.
**पशु** પુ. પશુ; જનાવર.
**पाणि** પુ. હાથ.
**प्लवगेश्वर** પુ. (**प्लवगानां ईश्वरः**) વાનરોનો રાજા. (**प्लवग–प्लवंग–प्लवंगम** પુ. વાનર)
**बान्धव** પુ. ભાઇ; સગો.
**भोग** પુ. ભોગ; સુખોપભોગ.
**मनोहर** વિ. મનોહર; સુંદર.
**माधुर्य** ન. માધુર્ય; મધુરતા.
**मुनि** પુ. મુનિ; ઋષિ.
**मृगेन्द्र** પુ. (**मृगाणां इन्द्रः**) મૃગોનો રાજા; સિંહ.
**राजस** વિ. રજોગુણવાળો.
**राजद्वार** ન. રાજદરબાર; સરકારની કચેરી.
**वज्र** પુ. ન. વજ્ર (ઈન્દ્રનું હથિયાર).
**वयस्य** પુ. મિત્ર.
**वसुधा** સ્ત્રી પૃથ્વી; (૨) જમીન.
**वात** પુ. વાયુ; પવન.
**विग्रह** પુ. ન. લડાઇ; વિગ્રહ.
**विशेषतः** અ. ખાસકરીને.
**व्यसन** ન. સંકટ; દુઃખ (૨) ટેવ.
**शरण** ન. આશરો; શરણું.
**शिशिर** પુ. ન. દંવ; બરફ. (૨) શિશિર ઋતુ વિ. ઠંડું.
**श्मशान** ન. સ્મશાન.
**श्रुत** ન. વિદ્યા; જ્ઞાન. ભૂ. કૃ. સાંભળેલું.
**श्रोत्र** ન. કાન.
**श्लोक** પુ. શ્લોક; કવિતાની કડી.
**सख्य** ન. સ્નેહ; મિત્રાચારી.
**सत्त्वस्थ** વિ. સત્વ ગુણવાળો.
**सत्संग** પુ. સત્સંગ.
**सफल** વિ. સફળ.
**समान** વિ. સમાન; બરાબર
**साधुता** સ્ત્રી. સાધુતા; સાધુપણું.
**स्वप्न** પુ. સ્વપ્ન, સમણું.
**स्वस्ति** અ. કલ્યાણ.
**हीन** ભૂ. કૃ. (**हा** ત્યાગ કરવો) હીન વગરનું.
**हृद्य** વિ. રમ્ય; પ્રિય.

ધાતુઓ.

**ईक्ष्** ૧. આ. જોવું; **प्रति** + રાહ જોવી.

**चर्** ૧. પ. જવું; ચાલવું; આ-ચરવું. (૨) ચરવું.

**जन् [ जा ]** ૪. આ. પેદા થવું; ઉત્પન્ન થવું.

**जल्प्** ૧. પ. બોલવું; બબડવું.

**त्यज्** ૧. પ. ત્યાગ કરવો; **परि+** પરિત્યાગ કરવો.

**धृ** ૧૦. પ. ધારણ કરવું; પહેરવું. (૨) દેણદાર હોવું.

**ध्यै** ૧. પ. ચિંતન કરવું; ધ્યાન ધરવું. ( ભૂ. કૃ. **ध्यात** )

**भा** ૨. પ. દેખાવું; પ્રકાશવું. વિ + **भा** = શોભવું.

**मार्ग्** ૧. ૧૦. પ. શોધવું.

**सम्** + **आ** + **या** ૨. પ. આવવું.

**रम्** ૧. આ. રમવું; આનંદ માનવો.

**वेप्** ૧. આ. ધ્રુજવું; કંપવું; થ-થરવું.

**स्था [ तिष्ठ् ]** ૧. પ. ઉભું રહેવું.

**उप** + **स्था [ तिष्ठ् ]** ૧. આ. સેવા ( પૂજા ) કરવી. ( ભૂ. કૃ. **स्थित** )

---

# પાઠ ૧૦મો.

## આજ્ઞાર્થ. ( लोट् )

### પ્રત્યયો.

| | પરસ્મૈપદ | | | આત્મનેપદ | | |
|---|---|---|---|---|---|---|
| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
| પ. પુ. | आनि | आव | आम | ऐ | आवहै | आमहै |
| બી પુ. | —— | तम् | त | स्व | इथाम् | ध्वम् |
| ત્રી પુ. | तु | ताम् | अन्तु. | ताम् | इताम् | अन्ताम् |

વર્તમાન કાળની માફકજ ધાતુનાં અંગને ( ધાતુમાં વિકરણપ્રત્યય ઉમેરીને ) આ પ્રત્યયો લગાડવાથી આજ્ઞાર્થનાં રૂપ સિદ્ધ થાય છે.

| गम् [ गच्छ् ] १.प. જવું. | | | वन्द् १. આ વંદન કરવું. | | |
|---|---|---|---|---|---|
| એ. વ. | દ્વિ. વ. | બ. વ | એ. વ. | દ્વિ. વ | બ. વ. |
| પ્ર.પુ. गच्छानि | गच्छाव | गच्छाम | वन्दै | वन्दावहै | वन्दामहै |
| બી.પુ गच्छ | गच्छतम् | गच्छत | वन्दस्व | वन्देथाम् | वन्दध्वम् |
| ત્રી.પુ. गच्छतु× | गच्छताम् | गच्छन्तु | वन्दताम् | वन्देताम् | वन्दन्ताम् |

युध् ૪. આ. લડવું—युध्यै युध्यावहै વગેરે. कथ्—१०.प कथयानि ...વગેરે.

| या २. प. જવું | | | अस् २ प. હોવું. | | |
|---|---|---|---|---|---|
| પ. પુ. यानि | याव | याम | असानि | असाव | असाम |
| બી. પુ. याहि* | यातम् | यात | एधि+ | स्तम् | स्त |
| ત્રી. પુ. यातु | याताम् | यान्तु | अस्तु | स्ताम् | सन्तु |

આજ્ઞાર્થ માત્ર આજ્ઞા કે હુકમના અર્થમાંજ નથી વપરાતો ઇચ્છા, પ્રાર્થના, રજા તથા આશીર્વાદના અર્થમાં પણ એ વપરાય છે; જેમકે

(૧) त्वमत्र मा तिष्ठ (હુકમ; આજ્ઞા; શિખામણ.)
(૨) चिरं जीवतु रामः (આશી०)
(૩) वनं गच्छतु राघवः ( રજા; પ્રાર્થના )
(૪) पारितोषिकं लभै ( ઇચ્છા; આશા )

अस्तु અને भवतु એ પોતાની મેળેજ કેટલીક વાર એકલાં 'ઠીક;' 'સારૂં;' 'હશે;' વગેરે અર્થમાં વપરાય છે.

વાક્યો.

(क) सत्यं वद। सा दूरं गता तामुच्चैराह्वय। बालकाः प्रातःकाले

---

× બી. પુ. એ. વ. ને ત્રી. પુ. એ. વ. માં આશીર્વાદના અર્થમાં तात् પ્રત્યય વિકલ્પે લાગી આજ્ઞાર્થનાં વૈકલ્પિક રૂપો પણ થાય છે; જેમકે पश्य—पश्यतात्; पश्यतु-पश्यतात्; વગેરે.

* બીજા ગણના આકારાન્ત ધાતુને આજ્ઞાર્થ બી. પુ. એ. વ. માં हि પ્રત્યય લાગે છે. अस् નું एधि અનિયમિત છે.

रविं नमत । धर्मं चर । अलसेभ्यो ब्राह्मणेभ्यो मा किमपि यच्छ । आम्रानानय । छात्रा गुरोर्निर्देशमनुरुध्यध्वम् । पुत्रक ति। यावत्ते वदनं प्रेक्षे । तृष्णेऽधुना मुञ्च माम् । वत्स प्रसीद, पत्रं चोपानय । कष्टं खलु यौवनेषु दारिद्र्यम् । यौवनं ते ऽतिवर्तते । युध्यस्व गच्छ कौन्तेय यतो धर्मस्ततो जयः ।

क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परन्तप ॥

(ख) किंकरा अधिपतिमनुसरन्तु । आर्ये मुञ्च विषादमाशु । अपगच्छतु ते दुःखम् । रक्षन्तु त्वां वनदेवताः । कथमेतद् दुःखं सहै । वयस्य स्वाध्यायान्मा प्रमाद्याव । भयं त्यजत भद्रं वः । आगच्छतात्र मुहूर्तमुपविशाम तस्यां शिलायामेतस्मिन्नुद्याने[1] । प्रीतोऽस्मि ते कथय किं ते प्रयच्छानि । नाहं किमप्यपेक्षे । यदि दत्तं त्वयेश्वरेण प्रयच्छान्नं क्षुधितेभ्यो नग्नेभ्यश्च वस्त्राणि । चिरं जीवतु चातकः । यतः स म्रियते वा पिपासायां याचते वा पुरन्दरम् । कुतो वा महोदधिं वर्जयित्वा पारिजातस्योद्गमः । रत्नं काञ्चनेन समागच्छतु । ज्योत्स्ना कुमुदं नन्दयतु ।

(ग) शिवं वो दिशतु केशवः । ब्राह्मणाः सन्तु निर्भयाः । रे चित्त चिन्तय चिरं चरणौ मुरारेः । लोकाः कलिकौतुकानि पश्यन्तु । संसारे रे मनुष्या वदत यदि सुखं स्वल्पमप्यस्ति किञ्चित् । रे रे कोकिल मा भज मौनं किञ्चिदुदञ्चय पञ्चमरागम् । सर्वस्याभ्यागतो गुरुः । शीतैः शारे विद्धाऽपि नाकाले म्रियते

---

१. शब्दने छेडे ङ्, ण् के न् आवे अने एनी पहेलां ह्रस्व स्वर अने पछी कोई पण (ह्रस्व के दीर्घ) स्वर आवे तो ङ्, ण् के न् बेवडा लखाय छे; जेमके प्रत्यङ् + आत्मा = प्रत्यङ्ङात्मा; सुगण् + ईशः = सुगण्णीशः वगेरे. पण भगवान् + इह = भगवानिह कारणके न् पहेलां आ (दीर्घस्वर).

जन्तुः । हे हस्त दक्षिण मृतस्य शिशो र्द्विजस्य जीवातवे विसृज शूद्रमुनौ कृपाणम् । मौनान्न स मुनिं र्भवति नारण्यवसनान्मुनिः ।

चौराः प्रमत्ते जीवन्ति व्याधितेषु चिकित्सकाः ।
याजका यजमानेषु नित्यं मूर्खेषु पण्डिताः ॥
नरस्याभरणं रुपं रूपस्याभरणं गुणः ।
गुणस्याभरणं ज्ञानं ज्ञानस्याभरणं क्षमा ॥
उद्यमेन हि सिध्यन्ति कार्याणि न मनोरथैः ।
न हि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगाः ॥
आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः ।
नास्त्युद्यमसमो बन्धुः कृत्वा यं नावसीदति ॥

## શબ્દકોષ ૧૦.

**अधुना** અ. હમણાં; હાલમાં.
**अभ्यागत** પુ. અતિથિ; મહેમાન.
**अरण्यवसन** ન. વનમાં વસવું તે ( **अरण्ये वसनं** )
**अलस** વિ. આળસુ.
**आभरण** ન. ઘરેણું.
**आलस्य** ન. આળસ.
**आशु** અ. સત્વર; જલદીથી; તરતજ.
**उद्गम** પુ. મૂળ; જન્મ.
**कष्ट** વિ. દુઃખદાયક. ન. દુઃખ; પીડા. અ. અરેરે !
**किंकर** પુ. નોકર; ચાકર.
**कुमुद** ન. કુમુદ; રાત્રે ખીલતું કમળ.
**कृपाण** પુ. તલવાર ( **स्त्री-णी** )
**क्लैब्य** ન. બીકણપણું; બાયલાપણું
**कौतुक** ન. આશ્ચર્ય. કૌતુક.
**कौन्तेय** પુ. કુન્તીનો પુત્ર; અર્જુન.
**क्षुद्र** વિ. તુચ્છ; હલકું.
**क्षुधित** વિ. ભૂખ્યો.
**चिरम्** અ. લાંબો વખત સુધી.
**चिकित्सक** પુ. વૈદ્ય; હકીમ.
**छात्र** પુ. વિદ્યાર્થી.
**जीवातु** પુ. જીવતુંકરવું તે; (૨)જીવન.
**ज्योत्स्ना** સ્ત્રી. ચાંદની.
**ततः** અ. ત્યાંથી; ત્યાં.
**दूर** વિ. દૂર. **दूरम्** અ. દૂર; આઘે.
**दारिद्र्य** ન. ગરીબાઈ.
**निर्देश** પુ. બતાવવું તે (૨) હુકમ; આજ્ઞા.
**पञ्चमरागम्** અ. મધુર અવાજથી; પંચમસુરમાં.

**पत्र** न. કાગળ.
**परंतप** વિ. શત્રુને તાપ આપનાર; અર્જુન.
**पार्थ** પુ. પૃથા ( કુન્તી ) નો છોકરો; અર્જુન.
**पिपासा** સ્ત્રી. તરસ.
**पुत्रक** પુ. વ્હાલો છોકરો.( क વ્હાલ બતાવનાર પ્રત્યય છે )
**पुरन्दर** પુ. ઇન્દ્ર.
**प्रमत्त** વિ. અસાવધ; ગાફીલ. (૨) પીધેલ; ઉન્મત્ત.
**मनोरथ** પુ. ઇચ્છા; સંકલ્પ; કોડ.
**मसीभाजन** ન. ખડીયો ( **मसी** સ્ત્રી. શાહી **भाजन** ન. પાત્ર; વાસણ )
**मान्य** વિ. માન આપવાને લાયક.
**मा स्म गमः** જઇશ નહીં; વશ થઇશ નહીં.
**मुहूर्त** પુ. ન. ક્ષણ; પળવાર.
**यतः** અ. જ્યાંથી; જ્યાં.
**याजक** પુ. દ્રવ્ય વગેરે લઇને યજ્ઞ કરાવનાર; યાજ્ઞિક; ગોર.
**यौवन** ન. જુવાની; જોબન.
**रवि** પુ. સૂર્ય.
**वदन** ન. મ્હોઢું.
**वर्जयित्वा** છોડીને; ત્યાગ કરીને.
**विद्ध** ભૂ. કૃ. વિંધાએલો. ( **व्यध्** ૪. પ. **विध्यति** વિંધવું; ઘાયલ કરવું.
**शर** પુ. બાણ.
**शरीरस्थ** વિ. શરીરમાં રહેનાર. ( **शरीरे तिष्ठति इति** )
**शित** / **निशित** } વિ. તીક્ષ્ણ; અણીદાર.
**शिव** પુ. શંકર. ન. કલ્યાણ.
**शिशु** પુ. બાળક.
**शूद्र** પુ. શૂદ્ર. **शूद्रमुनि**—શુદ્રમુનિ.
**सुप्त** ભૂ. કૃ. સુતેલો.
**स्वल्प** વિ. થોડું; જરા.
**स्वाध्याय** પુ. સ્વાધ્યાય; નિત્ય અભ્યાસ. ( વેદોનો )
**हृदयदौर्बल्य** ન. હૃદયની દુર્બળતા.

ધાતુઓ.

**प्र + ईक्ष्** ૧. આ. જોવું; **परि** + ० પરીક્ષા લેવી; **अप** + ० ઇચ્છા—આશા રાખવી; જરૂર—ગરજ હોવી. **उप** + ० ઉપેક્ષા કરવી; દરકાર ન કરવી. **उद्** + ० ઉપર જોવું; રાહ જોવી. ( **उद्**—ઉપર. )
**अर्च्** ૧. ૧૦. પ. **उद्** + ० ઉચ્ચારવું; ગાવું.

**सम् + आ + गम्** १. ५. સમાગમમાં આવવું; જોડાવું; મેળાપ થવો.

**चिन्त्** १०. ૫. ચિંતન કરવું.

**नन्द्** १. ૫. આનંદ થવો. ૧૦ ૫. આનંદ આપવો. (પ્રે.)

**उप + आ + नी** १. ઉ. લાવવું; **परि** + ० પરણવું; **प्र** + ० રચવું.

**पद्** ४. આ. જવું; ની સ્થિતિએ પહોંચવું.

**उप** + ० લાયક હોવું; છાજવું.

**प्र + मद्** ४. ૫. [**प्रमाद्यति**] પ્રમાદ-ભૂલ કરવી.

**मान्** १. १०. ૫. માન આપવું.

**अनु + रुध्** ४. આ. અનુસરવું; પાળવું.

**अति + वृत्** १. આ. વહી જવું; વીતી જવું.

**सद्** (**सीद्**) १. ૫. બેસવું; દબાઈ જવું. **अव** + ० દુઃખી થવું.

**नि** + ० (**निषीदति**) બેસવું.

**उद् + स्था** १. ૫. ઉભા થવું; ઉઠવું. (**उद्**-ઉચું.)

---

# પાઠ ૧૧ મો.

## ઈકારાન્ત ને ઊકારાન્ત સ્ત્રીલિંગ શબ્દો.

**नदी** સ્ત્રી. નદી. — **चमू** સ્ત્રી. લશ્કર.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|
| **नदी** | **नद्यौ** | **नद्यः** | પ્ર. | **चमूः** | **चम्वौ** | **चम्वः** |
| **नदीम्** | ,, | **नदीः** | દ્વિ. | **चमूम्** | ,, | **चमूः** |
| **नद्या** | **नदीभ्याम्** | **नदीभिः** | તૃ. | **चम्वा** | **चमूभ्याम्** | **चमूभिः** |
| **नद्यै** | ,, | **नदीभ्यः** | ચ. | **चम्वै** | ,, | **चमूभ्यः** |
| **नद्याः** | ,, | ,, | પં. | **चम्वाः** | ,, | ,, |
| ,, | **नद्योः** | **नदीनाम्** | ષ. | ,, | **चम्वोः** | **चमूनाम्** |
| **नद्याम्** | ,, | **नदीषु** | સ. | **चम्वाम्** | ,, | **चमूषु** |
| **नदि** | **नद्यौ** | **नद्यः** | સં. | **चमु** | **चम्वौ** | **चम्वः** |

**दासी, जननी, सखी** વગેરે ઈકારાન્ત સ્ત્રીલિંગ નામો અને **तन्वी, लघ्वी** વગેરે વિશેષણો **नदी** પ્રમાણે ચલાવવામાં આવે છે.+

**वधू. श्वश्रू, सरयू** વગેરે ઊકારાન્ત સ્ત્રીલિંગ નામો અને **पङ्गू, भीरु** વગેરે વિશેષણો **चमू** પ્રમાણે ચલાવવામાં આવે છે.

**નોંધઃ—नदी** અને **चमू** નાં રૂપ સરખાવતાં માલમ પડશે કે બંનેનાં રૂપો લગભગ સરખાંજ છે. માત્ર **नदी**ના અન્ત્ય **ई** નો જ્યાં **य्** થાય છે ત્યાં **वधू** ના અન્ત્ય **ऊ** નો **व्** થાય છે.

**(क)** વાક્યો.

**सा मे वसतु जिह्वायां देवदेवी सरस्वती ।**
**यस्याः स्मरणमात्रेण मूर्खो भवति पण्डितः ॥**

**वत्सावितथैषा तव भारती भवतु । दीपस्य [1]शिखाञ्चञ्चला**

---

+ **लक्ष्मी** લક્ષ્મી, **तरी** હોડી, **तन्त्री** વીણા વગેરેનો તાર, **स्तरी** વુગાડો અથવા વાછરડાં ન થતાં હોય એવી ગાય, અને **अवी** રજસ્વલા સ્ત્રી—આ નામોનું પ્રથમા એકવચનનું રૂપ અનુક્રમે **लक्ष्मीः, तरीः, तन्त्रीः, स्तरीः** અને **अवीः** એ પ્રમાણે થાય છે. બાકીનાં બધાં રૂપ નિયમિત **नदी** પ્રમાણે થાય છે.

૧ **स्** અથવા **त**વર્ગના વ્યંજન (દન્ત્ય) પછી (અ) **श्** અથવા **च** વર્ગનું વ્યંજન (તાલવ્ય) આવે ત્યારે **स्** ને બદલે **श्** અને **त**વર્ગના વ્યંજનને બદલે એને મળતું **च**વર્ગનું વ્યંજન મુકાય છે; જેમકે **बहिस् + शेते = बहिश्शेते; हविस् + चयः = हविश्चयः; आकाशाद् + जलम् = आकाशाज्जलम्; गुणान् + शंसति = गुणाञ् शंसति** વગેરે; અને (આ) **ष्** અથવા **ट** વર્ગનું વ્યંજન (મૂર્ધન્ય) આવે ત્યારે **स्** ને બદલે **ष्** તથા **त** વર્ગને બદલે એને મળતું **ट**વર્ગનું વ્યંજન મુકાય છે; જેમકે **उद् + डयते = उड्डयते; तत् + टीकते = तट्टीकते; नमस् + षण्मुखाय = नमष्षण्मुखाय । ( स्तोः श्चुना श्चुः । ष्टुना ष्टुः । )**

लक्ष्मीः । तस्यै मा स्पृहय । दशाविपर्ययः परिभवस्यास्पदम् । य ईश्वरं प्रपद्यन्ते त एव तस्य मायां तरन्ति । नास्ति विष्णुसमो देवस्तीर्थं च गङ्गया समम् । सुन्दरि न शोभते प्रणयिजने निरपेक्षता । सेव्यो जनश्च कुपितः कथं नु दासो निरपराधः । परोपकाराय वहन्ति नद्यः । सीते विगाहस्व मन्दाकिनीं नदीम् । त्वं जीवितं त्वमसि मे हृदयं द्वितीयं त्वं कौमुदी नयनयो रमृतं त्वमङ्गे। सखि किमिदानीं ते प्रियम् । किं प्रतिवचनं न यच्छसि । पृथिव्या यः शरणं स एव तवसमीपे वर्तते ।

(ख) हरेः पाणौ चक्रमस्त्यतो जनास्तं चक्रपाणिं वदन्ति । येन रामायणं कृतं तस्मै वाल्मीकये नमः । नय मामपि काकुत्स्थ वनं वन्यां मृगीमिव । बाढम् । सज्जो रथ स्तदारोहतु देवी । न शूरपत्न्यः परिदेवयन्ति । शारदायां कौमुद्यां विहरन्ति नार्यः । कपयो वृक्षाद् वृक्षमुत्पतन्ति । तृष्णे देवि नमस्तुभ्यम् । मधुकरीणां संचितमर्थमन्ये हरन्ति । गजः फुल्लां नलिनीं प्रविशति । मूर्खस्य गात्राणि वर्धन्ते न तु ज्ञानम् । भवन्ति नम्रास्तरवः फलोद्गमैः । वरं वह्नौ पात स्तदपि न कृतः शीलविलयः । नगर्यां यथा साधवस्तथा दुर्जना अपि वसन्ति । दुर्जनं प्रथमं वन्दे सज्जनं तदनन्तरम् । निजं गुणं मुञ्चति किं पलाण्डुः । ममाहितं देवि न कर्तुमर्हसि स्पृशामि पादावपि ते प्रसीद मे ।

दुर्जनस्य च सर्पस्य वरं सर्पो न दुर्जनः ।
सर्पो दशति कालेन दुर्जनस्तु पदे पदे ॥

(ग) कुबेरस्य नगर्यलका तस्य किंकरा यक्षाः । सूत्रधारस्य भार्या नटी । ग्रीष्मे दिवसा दीर्घा भवन्ति रजन्यश्च ह्रस्वाः । व्रीडा चेत्किमु भूषणैः । ओषधीनां नायकश्चन्द्रः । अस्त्यत्र नगर्यां कराला नाम चामुण्डा । जननीमिव श्वश्रूमनुरुध्यतां वधूः । सखि मालति त्वं खल्वेकनगरनिवासेन पांसुक्रीडनात् प्रभृति प्रियसखी

भगिनी च सांप्रतं पुनरस्माकं गृहस्य मण्डनं जातास्ति। सागर-सुक्तिरत्ना महानदी कुत्र पाऽवतरति।

रामो राजमणिः सदा विजयते रामं रमेशं भजे
रामेणाभिहता निशाचरचमू रामाय तस्मै नमः।
रामान्नास्ति परायणं परतरं रामस्य दासोऽस्म्यहम्
रामे चित्तलयः सदा भवतु मे भो राम मामुद्धर॥

## શબ્દકોષ ૧૧.

**अतः** અ. અહીં; અહીંથી. (૨) એથી.

**अभिहत** ભૂ. કૃ. હણાએલી; મ-ગાએલી.

**अवितथ** વિ સત્ય; ખરૂં.

**अहित** ન ભૂરૂં (નકારાર્થમાં વ્યંજનથી શરૂ થતા શબ્દ પ-હેલાં **अ** અને સ્વરથી શરૂ થતા શબ્દ પહેલાં **अन्** મૂકાય છે:—**दूर** આવે **अदूर** આવે નહીં; પાસે. **अतिदूर** ઘણે દૂર **अनतिदूर** ઘણેદૂર નહીં.)

**आस्पद** ન. જગ્યા; આશ્રયસ્થાન.

**उज्झित्वा** ત્યાગ કરીને (**उज्झ्** ૬. ૫. ત્યાગ કરવો)

**एकनगरनिवास** પુ. એક નગ-રમાં રહેવું તે. (**एकस्मिन्नगरे निवासः**)

**कर्तुम्** કરવાને. **किमु** અ. કેમ? શું?

**काकुत्स्थ** પુ કકુત્સ્થના વંશનો; રામ.

**कालेन** કોઈક વખત.

**कौमुदी** સ્ત્રી. ચાંદની.

**गात्र** ન. શરીર; (૨) અવયવ.

**चक्रपाणि** પુ. વિષ્ણુ. ચક્રપાણિ.

**चंचल** વિ. ચંચળ; ક્ષણભંગુર; અસ્થિર.

**चित्तलय** પુ. ચિત્તનો લય (**चित्तस्य लयः**)

**चेत्** અ. જો (ઘણુંખરૂં ક્રિયાપદની પછી આવે છે; વાક્યની શરૂ-આતમાં કદી નથી વપરાતું.

**जात** ભૂ. કૃ. જન્મેલો પેદા થ-એલો. પુ. છોકરો; (વ્હાલ સૂ-ચક શબ્દ છે)

**जिह्वा** સ્ત્રી. જીભ.

**जीवित** ન. જીવન; જીંદગી. (૨) પ્રાણ.

**तदनन्तरम्** અ. ત્યાર પછી.

**दशाविपर्यय** પુ. દશા ફરી જવી તે. ( **दशाया: विपर्यय:**– વરૂદ્ધ પણું )

**दीर्घ** વિ. લાંબું.

**देवदेवी** સ્ત્રી. દેવોની પણ દેવી.

**द्वितीय** વિ. બીજું.

**नम्र** વિ. નમ્ર; નમેલું (૨) વિનયી.

**नयन** ન. આંખ. (૨) લઇ જવું તે.

**नलिनी** સ્ત્રી. કમળનો છોડ; (૨) કમળથી ભરેલું તલાવ.

**निज** વિ. પોતાનું.

**निरपराध** વિ. અપરાધ વગરનો; નિરપરાધી.

**निरपेक्षता** સ્ત્રી. વિરક્તતા; બે-દરકારી. (૨) નિરીચ્છતા.

**निशाचरचमू** સ્ત્રી. રાક્ષસોની સેના ( **चमू** સ્ત્રી. સૈન્ય )

**परायण** ન. આધાર; આશરો. વિ. નિમગ્ન. માં મંડેલો.

**परिभव** પુ. નિંદા; તિરસ્કાર; માનહાનિ. (૨) પરાભવ.

**पलांडु** પુ. ડુંગળી.

**पांसुक्रीडन** ન. ધૂળમાં રમવું તે. **पांसु** પુ. ધૂળ ( **पांसौ क्रीडनम्** )

**पाणि** પુ. હાથ. **पात** પુ. પડવું તે.

**प्रणयिजन** પુ સ્નેહી માણસ.

**प्रतिवचन** ન. જવાબ; ઉત્તર.

**प्रभृति** અ. થી માંડીને ( પંચમી સાથે )

**फलोद्गम** પુ ફળ આવવાં તે; ફળનો જન્મ. ( **उद्गम** પુ. જન્મ; ઉત્પત્તિ )

**फुल्ल** વિ ફૂલેલું. **बाढम्** અ. હા; ઠીક.

**भगिनी** સ્ત્રી. બ્હેન.

**भाः** અ ( સંબોધન વાચક ) હે! ( એની પછી કોઇ પણ સ્વર કે ઘોષ વ્યંજન આવે તો એનો વિસર્ગ ઉડી જાય છે )

**मंडन** ન. મંડન; અલંકાર; શોભા.

**मंदाकिनी** સ્ત્રી. ગંગા.

**मधुकरी** સ્ત્રી. મધમાખ.

**रजनी** સ્ત્રી રાત.

**रमेश** પુ. લક્ષ્મીનો પતિ. ( **रमाया: ईशः** )

**राजमणि** પુ. રાજાઓની અંદર રત્ન જેવો; રાજાઓની અંદર શ્રેષ્ઠ.

**वधू** સ્ત્રી. વહૂ; જુવાન સ્ત્રી.
**वन्य** વિ. જંગલની; વન્ય; પગડાઉ.
**वरम्** અ. સારૂં. **व्रीडा** સ્ત્રી. શરમ; લાજ.
**विष्णुसम** વિ. વિષ્ણુના જેવો ( **विष्णुना सम** )
**शरदा** સ્ત્રી. શરદ ઋતુ.
**शिखा** સ્ત્રી. જ્યોત् **शिखावत्** અ. જ્યોતના જેવી ( આ અર્થમાં **वत्** શબ્દને છેડે લગાડાય છે. )
**शीलविलय** પુ. શીલનો વિલય; ચારિત્રનો નાશ. ( **विलय** પુ. નાશ. )
**शूरपत्नी** સ્ત્રી. બહાદૂર માણસની સ્ત્રી. ( **पत्नी** સ્ત્રી. બૈરી. )
**श्वश्रू** સ્ત્રી. સાસુ.
**सज्ज** વિ. સજ્જ; તૈયાર.
**सचित** ભૂ. કૃ. એકઠું કરેલું.
**साधु** વિ. સારૂં; પુ. સારો માણસ; અ. શાબાસ; ઠીક. ભલે.
**सांप्रतम्** અ. હમણાં; હાલમાં.
**सेव्य** વિ. સેવા કરવાને માટે યોગ્ય; જેની સેવા કરવી જોઇએ તે; શેઠ.
**स्मरणमात्र** ન. ફક્ત સ્મરણ. સ્મરણ માત્ર.
**ह्रस्व** વિ. ટૂંકું

ધાતુઓ.

**गाह्** } **वि** } + **गाह्** ૧. આ. ડુબકી મારવી; ન્હાવું.
**अव + तृ** ૧. પ. ઉતરવું; (૨) અવતરવું.
**दंश्** ૧. પ. [ **दश्** ] કરડવું.
**उद् + धृ** ૧. ઉ. ઉદ્ધાર કરવો.
**परि + देव्** ૧૦. પ. વિલાપ, શોક કરવો. (પ્ર.)
**उद् + पत्** ૧. પ. ઉડવું; કૂદવું.
**उद् + पद्** ૪. આ. ઉત્પન્ન થવુ **प्र + पद्** પાસે જવું; પહોચવું; ની સ્થિતિ પ્રાપ્ત કરવી.
**भज्** ૧. ઉ. ભજવું; (૨) અવલંબવું; નો આશરો લેવો.
**वृध्** ૧. આ. વધવું.
**आ + रुह्** ૧. પ. ચઢવું. (૨) સ્વાર થવું.
**प्र + सद्** ૧. પ. (**प्रसीदति**) પ્રસન્ન થવું.
**वि + हृ** ૧. પ. વિહરવું; ફરવું; સેલ કરવી.

# પાઠ ૧૨મો.

## इकारान्त ને उकारान्त સ્ત્રીલિંગ શબ્દો.

**कृति** સ્ત્રી. કૃતિ; કાર્ય. **धेनु** સ્ત્રી. ગાય.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ વ. | બ. વ. | |
|---|---|---|---|---|---|---|
| **कृतिः** | **कृती** | **कृतयः** | **धेनुः** | **धेनू** | **धेनवः** | પ્ર. |
| **कृतिम्** | ,, | **कृतीः** | **धेनुम्** | ,, | **धेनूः** | દ્વિ. |
| **कृत्या** | **कृतिभ्याम्** | **कृतिभिः** | **धेन्वा** | **धेनुभ्याम्** | **धेनुभिः** | તૃ. |
| **कृतये-कृत्यै** | ,, | **कृतिभ्यः** | **धेनवे-धेन्वै** | ,, | **धेनुभ्यः** | ચ. |
| **कृतेः-कृत्याः** | ,, | ,, | **धेनोः-धेन्वाः** | ,, | ,, | પં. |
| ,, ,, | **कृत्योः** | **कृतीनाम्** | ,, ,, | **धेन्वोः** | **धेनूनाम्** | ષ. |
| **कृतौ-कृत्याम्** | ,, | **कृतिषु** | **धेनौ-धेन्वाम्** | ,, | **धेनुषु** | સ. |
| **कृते** | **कृती** | **कृतयः** | **धेनो** | **धेनू** | **धेनवः** | સં. |

**मति, नीति, गति** વગેરે સ્ત્રી. **तनु, रज्जु, चञ्चु** વગેરે સ્ત્રી.

---

×इ કારાન્ત વિશેષણો પુ. **हरि** પ્રમાણે, સ્ત્રી. માં **कृति** પ્રમાણે અને ન. માં **वारि** ( પાઠ ૧૫. ) પ્રમાણે તથા उકારાન્ત વિશેષણો પુ. માં **भानु** પ્રમાણે, સ્ત્રી. માં **धेनु** પ્રમાણે તથા ન. લિંગમાં **मधु** ( પાઠ ૧૫. ) પ્રમાણે ચલાવવામાં આવે છે. પણ જો उકાન્ત વિશેષણોના અન્ત્ય उ પહેલાં જોડાક્ષર ન હોય ( **लघु, मृदु** વગેરેની માફક ) તો તેમાં ई ઉમેરીને બીજી રીતે પણ એમનુ સ્ત્રીલિંગ અંગ બનાવી શકાય છે અને પછીથી તેઓ **नदी** પ્રમાણે ચાલે છે.

જેમકે

**गुरु** વિ. સ્ત્રી. **गुरु** કે **गुर्वी**
**लघु** ,, ,, **लघु** કે **लघ्वी**
**मृदु** ,, ,, **मृदु** કે **मृद्वी**

અપવાદઃ—

**खरु** નું સ્ત્રીલિંગ **खरु** (**पतिंवरा कन्या. सि. कौ.**)
**पङ्गु** લંગડો ,, **पङ्गू**
**भीरु** બીકણ ,, **भीरु** કે **भीरू**

પણ **पाण्डु** નું સ્ત્રી. માત્ર **पाण्डु** કારણકે એમાં અન્ત્ય उ પહેલાં જોડાક્ષર છે.

નામો અને शुचि, सुरभि વગેરે વિશેષણો સ્ત્રી. માં कृति પ્રમાણે ચલાવવામાં આવે છે.

નામો તથા लघु, बहु વગેરે વિશેષણો સ્ત્રી. માં धेनु પ્રમાણે ચલાવવામાં આવે છે.

નોંધ:—આ રૂપો સરખાવતાં માલમ પડશે કે એમાં નવું કંઈજ નથી. માત્ર कृति માં इકારાન્ત પુ. ને ईકારાન્ત સ્ત્રી. તથા धेनु માં उકારાન્ત પુ. ને ऊકારાન્ત સ્ત્રી. નું મિશ્રણજ છે.

વાક્યો.

(क) को देशः कानि मित्राणि कः कालः कौ व्ययागमौ ।
कश्चाहं का च मे शक्ति रितिचिन्त्यं मुहुर्मुहुः ॥

बुद्धि र्यस्य बलं तस्य निर्बुद्धे स्तु कुतो बलम् । कलियुगे दुर्लभा सत्संगतिः । स भवतु मम भूत्यै वाणि ते मंदहासः । अत्यादरः शङ्कनीयः । वयस्य का प्रतिपत्ति रत्र । जङ्गा बलमेव । वर्षासु भेकानां साम्राज्यं पिकानां च वसन्ते । दंष्ट्राभङ्गं मृगाणामधिपतय इव सार्वभौमा नृपतय आज्ञाभङ्गं न सहन्ते । रज्जुं सर्पं मा मन्यस्व । मुक्तये हरिं भज । धेनूनां दुग्धं प्रकृत्यैव मधुरम् । चित्ते भ्रान्ति र्जायते मद्यपानात् । यादृशं वपते बीजं तादृशं लभते फलम् । विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः । विहङ्गमेषु पण्डिता जातिः परभृतानाम् ।

(ख) विद्या विवादाय धनं मदाय शक्तिः परेषां परिपीडनाय ।
खलस्य साधोर्विपरीतमेतज्ज्ञानाय दानाय च रक्षणाय ॥

कीर्ति र्यस्य स जीवति । सिद्धिं दिशन्तु मे देवाः । शुश्रूषया गुरूञ्जयत । लोभ श्चेदनलेन किम् । विना मलयमन्यत्र

चन्दनं न प्ररोहति । नानाफलैः फलति कल्पलतेव भूमिः । वितरति गुरुः प्राज्ञे विद्यां यथैव तथा जडे । प्रकृत्या चपलःकपिः । तार्थोदकं च वह्निश्च नान्यतः शुद्धिमर्हतः । स्मृतिः श्रुतेरर्थमनुगच्छति । सर्वाः संपदस्तस्य संतुष्टं यस्य मानसम् । बाणाधीना क्षत्रियाणां समृद्धिः । देवे चन्द्रगुप्ते दृढमनुरक्ताः प्रकृतयः । परे भृति र्यस्याः सा परभृतिका । अलमतिस्नेहेन ।

मक्षिका व्रणमिच्छन्ति धनमिच्छन्ति पार्थिवाः ।
नीचाः कलहमिच्छन्ति शान्तिमिच्छन्ति साधवः ॥

(ग) कल्पते भक्ति र्ज्ञानाय ज्ञानं च मुक्तये । जातौ जातौ+ यदुत्कृष्टं तद्रत्नं वदन्ति । जले बुद्बुदा इवोत्पद्यन्ते विलीयन्ते दरिद्राणां मनोरथाः । रात्रावुदयते चन्द्रो दिवोदयति भास्करः । अम्भोदा बहवो वसन्ति गगने किन्तु केचिदेव वृष्टिभिरार्द्रयन्ति धरणीम् । वृथैव गर्जन्ति केचित् । मृद्वी मृग्यास्तनुः । मोत्सृज तस्यां निशितं बाणम् । पृथ्वी चमूश्चन्द्रापीडस्य । तस्याः संचलनेन पृथिव्यपि कम्पते ।

उदयति यदि भानुः पश्चिमे दिग्विभागे
विकसति यदि पद्मं पर्वतानां शिखाग्रे ।
प्रचलति यदि मेरुः शीततां याति वह्नि
र्न चलति खलु वाक्यं सज्जनानां कदाचित् ॥

---

+ એકજ રૂપ સાથે સાથે બે વખત લખાય ત્યારે એનો અર્થ 'દરેક' એવો થાય છે. જેમકે पर्वते पर्वते દરેક પર્વત ઉપર. तद् ના રૂપ આમ બે વખત વપરાય ત્યારે એનો અર્થ 'જૂદા જૂદા' એવો થાય છે. तेषु तेषु मनुष्येषु જૂદા જૂદા માણસોમાં.

## શબ્દકોષ ૧૨.

**अत्यादर** પુ. અતિશય આદર; સન્માન.

**अधिपति** પુ. શેઠ; સ્વામી; (૨) રાજા.

**अनल** પુ. દેવતા.

**अनुरक्त,** ભૂ. કૃ. પ્રેમવાળું;

**अन्यत्र** અ. બીજે ઠેકાણે. **अम्भोद** પુ. વાદળું.

**आज्ञाभङ्ग** પુ. હૂકમનો ભંગ (**आज्ञाया:भङ्ग:**)

**उत्कृष्ट** વિ શ્રેષ્ઠ.

**कल्पलता** સ્ત્રી. ઇચ્છા પૂરી પાડનાર વેલી; કલ્પવૃક્ષ.

**चिन्त्य** વિ. કૃ. ચિંતવા યોગ્ય. **चिन्त्यम्** ચિંતવું જોઇએ; વિચાર કરવો જોઇયે.

**तनु** }
**तनू** } સ્ત્રી. શરીર. તનુ વિ. કૃશ; ન્હાનું; નાજુક.

**तादृश** વિ. એના જેવું ( સ્ત્રી. **तादृशी** )

**तीर्थोदक** ન. તીર્થનું પાણી (**उदक** ન. પાણી. **तीर्थ** ન. તીર્થક્ષેત્ર)

**दंष्ट्राभङ्ग** પુ. દાઢ-દાંત ભાંગી નાંખવા તે (**दंष्ट्रा** સ્ત્રી. દાઢ; મોટા દાંત)

**दिग्विभाग** પુ. દિશાનો વિભાગ; દિશા.

**दुर्लभ** વિ દુર્લભ. **दृढम्** અ. અત્યંત (૨) નિશ્ચલતાથી; દૃઢ રીતે.

**धरणी** }
**धरणि** } સ્ત્રી. પૃથ્વી; જમીન.

**धेनु** સ્ત્રી. ગાય.

**निशित** વિ તીક્ષ્ણ. **निर्बुद्धि** વિ. બુદ્ધિ વગરનો **बुद्धि** સ્ત્રી. અક્કલ)

**परभृतिका** સ્ત્રી. કોયલ.

**परिपीडन** ન. દુઃખ દેવું તે.

**पार्थिव** પુ. રાજા. **पिक** પુ. કોયલ.

**पृथु** વિ. મોટું.

**प्रकृति** સ્ત્રી. સ્વભાવ, પ્રકૃતિ, (બ. વ) પ્રધાનમંડળ; (૨) પ્રજા.

**प्रतिपत्ति** સ્ત્રી. ઉપાય; રસ્તો.

**प्राज्ञ** પુ. ડાહ્યો માણસ.

**बहु** વિ. વધારે; ઘણું.

**बाणाधीन** વિ. બાણને આધીન. (**बाण** પુ. તીર; બાણ **अधीन** વિ. આધીન)

**बुद्बुद** પુ. પરપોટો.
**भानु** પુ. સૂર્ય. **भास्कर** પુ સૂર્ય.
**भूति** સ્ત્રી કલ્યાણ; ઐશ્વર્ય; ઉન્નતિ.
**भृति** સ્ત્રી. પોષણ.
**भेक** પુ. દેડકો (સ્ત્રી. **भेकी**)
**भ्रान्ति** સ્ત્રી. ભ્રમણ; ફેર. (૨) ભ્રાન્તિ; મિથ્યાજ્ઞાન.
**मद** પુ. મદ; અહંકાર.
**मद्यपान** ન. મદ્યપાન; દારૂ પીવો તે. (**मद्य**. ન દારૂ **पान** ન. પીવું તે)
**मधुर** વિ. મધુર; મીઠું.
**मंदहास** પુ. મંદહાસ્ય;
**मानस** ન. મન.
**मुक्ति** સ્ત્રી. મુક્તિ. **मृदु** વિ નરમ; મૃદુ; પોચું.
**मुहुर्मुहुः** અ. વારંવાર.
**मेरु** પુ. મેરુપર્વત.
**यादृश** વિ. જેવું; જેના જેવું.
**रज्जु** સ્ત્રી. દોરી; દોરડું.
**वर्षा** સ્ત્રી. (બ. વ.) ચોમાસું; વર્ષાઋતુ.
**वाणी** સ્ત્રી. વાણી; બોલી (૨) સરસ્વતી.
**विनिपात** પુ. નાશ; પડતિ.
**विपरीत** વિ. ઉલટું; વિરૂદ્ધ.
**विवाद** પુ. વાદવિવાદ; ઝગડો.
**विवेकभ्रष्ट** વિ. વિવેકથી ભ્રષ્ટ થએલો; વિવેકરહિત (**विवेकाद् भ्रष्टः**) **विवेक** પુ. સારાસાર વિચાર; વિવેક.
**विहंगम** પુ. પક્ષી. **वृष्टि** સ્ત્રી. વરસાદ.
**व्ययागमौ** પુ. જમા ખર્ચ; આવક ને જાવક. (**व्ययः** ખર્ચ **च आगमः** પેદાશ **च**)
**व्रण** પુ. ઘા; જખમ.
**शंकनीय** વિ. શંકાને પાત્ર; સંશય; વ્હેમ લાવવા જેવું.
**शतमुख** વિ. સેંકડો રસ્તે; સેંકડો રીતે. (**शतं मुखानि यस्य**)
**शिखाग्र** ન. શિખરની ટોચ. (**शिखायाः अग्रम्**)
**शुद्धि** સ્ત્રી. પવિત્ર કરવું તે; શુદ્ધિ; સ્વચ્છતા.
**शुश्रूषा** સ્ત્રી. સેવા.
**श्रुति** સ્ત્રી. વેદ. શ્રુતિ.
**संचलन** ન. આમતેમ ફરવું તે. સંચાર.
**सत्संगति** સ્ત્રી. સત્સંગ.
**संतुष्ट** ભૂ. કૃ. સંતોષિત; સંતુષ્ટ. તૃપ્ત.
**संपत्ति** સ્ત્રી. વૈભવ; ઐશ્વર્ય.

**समृद्धि** સ્ત્રી. સમૃદ્ધિ; દ્રવ્ય.
**साम्राज्य** ન. સામ્રાજ્ય. રાજ.
**सार्वभौम** વિ. ચક્રવર્તી પુ. ચક્રવર્તી રાજા.
**सिद्धि** સ્ત્રી. સિદ્ધિ; યશ; ફળ.
**स्मृति** સ્ત્રી. સ્મૃતિ ( મનુ વગેરેની)

ધાતુઓ.

**आर्द्** ૧૦. પ. ભિંજાવવું.
**उद्+इ** ૧. પ. ઉગવું.; ઉદય થવો.
**कम्प्** ૧. આ. કંપવું.
**वि+कस्** ૧. પ. વિકસવું; ખીલવું.
**क्लृप्** ૧. આ. સમર્થ ( યોગ્ય ) હોવું.
**अनु+गम्** ૧. પ. અનુસરવું; પાછળ જવું.
**गर्ज्** ૧. પ. ગર્જના કરવી; **अनु** +० પ્રતિધ્વનિ કરવો; પડઘો થવો.
**प्र + चल्** ૧. પ. હાલવું; કંપવું.
**वि+तॄ** ૧.પ. આપવું.
**प्र+रुह्** ૪. પ. ઉગવું.
**वि+ली** ૪. આ. અદૃશ્ય થવું (૨) પીગળવું.
**वप्** ૧. ઉ. ઉગવું. **सह्** ૧ આ. સહન કરવું, (૨) માફ કરવું.
**उद्+सृज्** ૬. પ ત્યાગ કરવો. (૨) આપવું.

---

# પાઠ ૧૩મો.

## ઋકારાન્ત શબ્દો.

ઋકારાન્ત નામો અને વિશેષણો ઘણું ખરૂં ધાતુઓને **तृ** લગાડવાથી થાય છે. **तृ** પહેલાં ધાતુઓના અન્ત્ય સ્વર કે ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ઘણું ખરૂં ગુણ થાય છે. જેમકે **कृ** કરવું-**कर्तृ** પુ. ન. કરનાર.

**कर्तृ** પુ. કરનાર. **नृ** પુ. માણસ.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | |
|---|---|---|---|---|---|---|
| कर्ता | कर्तारौ | कर्तारः | ना | नरौ | नरः | પ્ર. |
| कर्तारम् | ,, | कर्तॄन् | नरम् | ,, | नॄन् | દ્વિ. |
| कर्त्रा | कर्तृभ्याम् | कर्तृभिः | न्रा | नृभ्याम् | नृभिः | તૃ. |
| कर्त्रे | ,, | कर्तृभ्यः | न्रे | ,, | नृभ्यः | ચ. |
| कर्तुः | ,, | ,, | नुः | ,, | ,, | પં. |
| ,, | कर्त्रोः | कर्तॄणाम् | ,, | न्रोः | नृणाम्–नॄणाम् | ષ. |
| कर्तरि | ,, | कर्तृषु | नरि | ,, | नृषु | સ. |
| कर्तर् | कर्तारौ | कर्तारः | नर् | नरौ | नरः | સં. |

**भर्तृ, नप्तृ, गन्तृ** વગેરે **ऋ**કારાન્ત પુ. શબ્દો **कर्तृ** પુ. પ્રમાણે ચલાવાય છે. પણ કેટલાક **ऋ** પુ. શબ્દો છે કે જેમનાં પહેલાં પાંચ રૂપો જુદી રીતે થાય છે. એટલે કે એમાં **कर्तृ** ની માફક અન્ત્ય **ऋ** નો **आर्** ન થતાં **अर्** થાય છે. જેમકે

**पितृ** પુ. પિતા.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | | |
|---|---|---|---|---|
| पिता | पितरौ | पितरः | પ્ર. | બાકીનાં બધાં રૂપ **कर्तृ** પુ પ્રમાણે. |
| पितरम् | ,, | पितॄन् | દ્વિ. | |

આવા શબ્દો નીચે પ્રમાણે છે—**पितृ, भ्रातृ, जामातृ, देवृ, नृ, सव्येष्टृ** ને **शंस्तृ** ( પ્રશંસા કરનાર ). **नृ** નું ષ. બ. **नृणाम्** કે **नॄणाम्** થાય છે.

**ऋ**કારાન્ત શબ્દોનાં સ્ત્રીલિંગ એમાં **ई** ઉમેરવાથી થાય છે અને પછી **नदी** પ્રમાણે ચાલે છે. જેમકે **कर्तृ**—સ્ત્રી. **कर्त्री**. પણ કેટલાંક **ऋ** કારાન્ત સ્ત્રી. નામો છે જે દ્વિ. બ. વ. વગર બીજી બધી વિભક્તિઓમાં **ऋ** કારાન્ત પુ. નામો પ્રમાણે ચલાવાય છે. તેમાં **मातृ, दुहितृ, ननान्दृ**

ને यातृ નાં રૂપ पितृ જેવાં થાય છે ને स्वसृ નાં રૂપ कर्तृ જેવાં થાય છે. માત્ર દ્વિ. બ. વ. मातृः, स्वसृः એમ થાય છે नृ નું સ્ત્રીલિંગ नारी છે.

## વાક્યો.

(क) कन्या वरयते रूपं माता वित्तं पिता श्रुतम् ।
बान्धवाः कुलमिच्छन्ति मिष्टान्नमितरे जनाः ॥

यः सर्वान्कामान् विहाय चरति स शान्तिमधिगच्छति । मातः[1] रोचते एष मयूरो मे । पश्य कथं नृत्यत्यसौ मयूर्या सह । कथं चित्राणि सुन्दराणि च तस्य बर्हाणि । मातः केन निर्मित एतादृशो रम्योऽण्डजः । वत्स येनैतदखिलं भुवनं निर्मितं तमेवेश्वरं तस्य कर्तारं बोधस्व । स्रष्टुराद्या सृष्टिं जलमिति केचिद्वदन्ति । विचित्राः प्रीतयः । पश्य । पतङ्गस्योदयेऽन्येऽर्था भवन्ति किन्तु पुण्डरीकं विकसति । फलनृ ऋधातु र्व्यापारः ।

(ख) कृपणेन समो दाता नास्ति । जामाता सदा पूजामपेक्षते । अमृतं दुर्लभं नृणाम् । अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः । विधिहीनस्य यज्ञस्य सद्यः कर्ता विनश्यति । रामो रतिकरः पितुः । भर्ता नाम परं नार्याः शोभनं भूषणादपि ।

---

૧. પદાન્ત र् પછી (અ) કોઈ અઘોષ વ્યંજન આવે અથવા કંઈ ન આવે તો र् નો વિસર્ગ થાય છે; જેમકે पुनर् + पुनर् = पुनःपुनः (આ) र् આવે તો પૂર્વનો र् ઉડી જાય છે અને એની પહેલાં अ, इ કે उ હોય તો તે દીર્ઘ થાય છે; જેમકે हरिः + रमते = हरी रमते. गुरुः + रक्षति = गुरू रक्षति. (ઇ) બીજો કોઈ ઘોષ વ્યંજન કે સ્વર આવે તો કંઈ પણ ફેરફાર વગર र् એની સાથે જોડાઈ જાય છે; જેમકે प्रातर् + आगच्छ = प्रातरागच्छ.

प्रातर्भजामि सवितारमनन्तशक्तिम् । भर्तुः शुश्रूषया नारी लभते स्वर्गमुत्तमम् । पितॄन् समनुजायन्ते नरा मातरमङ्गनाः । स्नेहो भ्रातरि नास्ति ते । जनकस्य दुहिताहं रामस्य महिषी । कन्यायाः किल पूजयन्ति पितरो जामातुराप्तं जनम् । जात । अस्ति ते माता स्मरसि वा तातम् । धर्मो हितकरो नृणाम् । भर्तुःस्वसारो ननान्द्रो तस्य भ्रातरो देवरो देवरा वा । सुखस्य दुःखस्य न कोऽपि दाता । न मातुःपरं दैवतम्

जनिता चोपनेता च यश्च विद्यां प्रयच्छति ।
अन्नदाता भयत्राता पञ्चैते पितरः स्मृताः ॥

एको देवः केशवो वा शिवो वा । एकं मित्रं भूपति र्वा यति र्वा ।
एको वासः पत्तने वा वने वा । एका भार्या सुंदरी वा दरी वा ॥

## શબ્દકોષ ૧૩.

**अखिल** વિ. આખું. **अङ्गना** સ્ત્રી. સ્ત્રી.

**अण्डज** પુ. પક્ષી.

**अनन्तशक्ति** વિ. અનંતશક્તિવાળો.

**अन्नदातृ** પુ. ન. અન્નદાતા.

**आद्य** વિ. પહેલું; શરૂઆતનું.

**आप्त** વિ. સગો.

**उपनेतृ** પુ. ઉપનયન આપનાર; જનોઇ દેનાર; ગોર.

**कर्तृ** પુ. ન. કરનાર. **किल** અ. ખરેખર.

**कृपण** પુ. કંજુસ. **चित्र** વિ. ચિત્રવિચિત્ર.

**जनितृ** પુ. ન. જન્મ આપનાર

**जामातृ** પુ. જમાઇ. **दरी** સ્ત્રી. ગુફા; ખીણ.

**दातृ** પુ. ન. દાતા; આપનાર.

**दुहितृ** સ્ત્રી. છોકરી; દિકરી. **देवृ** પુ. દિયેર. **देवर** પુ. દિયેર.

**ननान्दृ** સ્ત્રી નણંદ. **निर्मित** ભૂ. કૃ. નિર્માણ કરેલું.

**नृ** પુ. માણસ. **पतङ्ग** પુ. સૂર્ય.

**पत्तन** ન. શહેર. **पथ्य** વિ. હિતકર.

**परदैवत** ન. મોટું દૈવત. **पितृ** પુ. પિતા. (દ્વિ. વ.) માતા પિતા. (બ. વ.) વડવાઓ.

**पुण्डरीक** ન. શ્વેત કમળ.

**प्रातर्** અ. સ્હવારે.

**बर्ह** પુ. ન. મોરનું પીંછું; (૨) મોરની પૂંછડી.

**भयत्रातृ** પુ. ન. ભયમાંથી રક્ષનાર.

**भर्तृ** પુ. પતિ; (૨) શેઠ. **भ्रातृ** પુ. ભાઇ.

**भुवन** ન. જગત. **मयूरी** સ્ત્રી. ઢેલ.

**महिषी** સ્ત્રી. પટરાણી. **मातृ** સ્ત્રી મા.

**रतिकर** વિ. આનંદ આપનાર.

**वक्तृ** પુ. ન. બોલનાર. **मातृ** ન. દ્રવ્ય.

**विधातृ** પુ. વિધાતા. (૨) બ્રહ્મદેવ.

**विधिहीन** વિ. વિધિ વગરનું.

**विहाय** ત્યાગ કરીને.

**व्यापार** પુ. ઉદ્યોગ; ક્રિયા; ખટપટ.

**सद्यः** અ. તરતજ; જલદીથી; એકદમ.

**सवितृ** પુ. સૂર્ય. **स्रष्टृ** પુ. ન. સર્જનહાર.

**श्रोतृ** પુ. ન. સાંભળનાર. **स्वसृ** સ્ત્રી. બ્હેન.

**हितकर** વિ. હિતકરનાર.

ધાતુઓ.

**अधि + गम्** ૧. પ. મેળવવું.

**समनु + जन्** ૪. આ. [**जा**] ના જેવા થવું.

**द्रु** ૧. પ. દ્રવવું; પીગળવું.

**वि + नश्** ૪. પ. વિનાશ થવો.

**बुध्** ૧. ઉ. જાણવું. ૪. આ. જાણવું; સ્હમજવું. (૨) જાગવું.

**वर्**.૧૦. ઉ. પસંદ કરવું.

# પાઠ ૬૪મો.

## વિધ્યર્થ (लिङ्)

### પ્રત્યયો.

| | પરસ્મૈપદ. | | | આત્મનેપદ. | | |
|---|---|---|---|---|---|---|
| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
| પ. પુ. | ईयम् | ईव | ईम | ईय | ईवहि | ईमहि |
| બી. પુ. | ईः (स्) | ईतम् | ईत | ईथाः(स्) | ईयाथाम् | ईध्वम् |
| ત્રી. પુ. | ईत् | ईताम् | ईयुः (स्) | ईत | ईयाताम् | ईरन् |

આ પ્રત્યયો પણ બીજા કાળના પ્રત્યયોની માફકજ ધાતુમાં તે તે ગણનો વિકરણ પ્રત્યય ઉમેર્યા પછી ઉમેરાય છે.

गम् [ गच्छ् ] ૧. પ. युध् ૪. આ. લડવું.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|
| પ. પુ. | गच्छेयम् | गच्छेव | गच्छेम | युध्येय | युध्येवहि | युध्येमहि |
| બી પુ. | गच्छेः | गच्छेतम् | गच्छेत | युध्येथाः | युध्येयाथाम् | युध्येध्वम् |
| ત્રી. પુ. | गच्छेत् | गच्छेताम् | गच्छेयुः | युध्येत | युध्येयाताम् | युध्येरन् |

मृ ६ આ. म्रियेय, म्रियेवहि.........चिन्त् ૧૦. પ. चिन्तयेयम्, चिन्तयेव......या ૨ પ. यायाम्, यायाव, यायाम । यायाः, यायातम्, यायात । यायात् यायाताम् यायुः ।×

अस् ૨. પ. स्याम् स्याव स्याम । स्याः स्यातम् स्यात । स्यात् स्याताम् स्युः ।

---

× બીજા ગણના પરસ્મૈ૦ ધાતુઓને વિધ્યર્થમાં याम् याव याम । याः यातम् यात । यात् याताम् युः । એ પ્રત્યયો લગાડવામાં આવે છે. આ પ્રત્યયો પહેલાં अस् ના अ નો લોપ થાય છે.

વિધ્યર્થ નીચેના અર્થોમાં વપરાય છે:—

(૧) વિધિ—શાસ્ત્ર કે સત્પુરુષની આજ્ઞા અથવા હુકમ; જેમકે **सत्यं वदेत् । धर्मं चरेत्** ( માણસે ) સત્ય બોલવું; ધર્મનું આચરણ કરવું. **उत्तमान्सेवेथाः नाधमान्** તારે ઉત્તમ મનુષ્યોની સેવા કરવી, અધમોની નહીં. (૨) સંભવ—**जनः मृगतृष्णिकायां जलं पिबेत् किन्तु मूर्खस्य चित्तं नाराधयेत्** માણસ મૃગજળમાં પાણી પીએ એવો સંભવ છે પણ મૂર્ખના ચિત્તને સંતોષ આપી શકે નહીં. (૩) શક્તિ—**स काव्यं रचयेत्** તે કાવ્ય રચી શકશે. (૪) ઇચ્છા કે આશા—**आयासं विना बहु धनं लभेय** ( હું ઇચ્છું છું કે ) મને મહેનત વગર બહુ ધન મળે. **चिरं जीवेयम्** હું લાંબો વખત જીવું. (૫) ફરજ—**असत्यं न वदेयम्** મારે અસત્ય ન બોલવું જોઇએ. (૬) શિખામણ **नीचैराख्यं गिरिमधिवसेः** તારે નીચૈરાખ્ય પર્વત ઉપર શોભતું (રહેવું.)–(૭) મુખ્ય વાક્યોની માફક ઉપરના અર્થોનાં પેટા વાક્યોમાં પણ એ વપરાય છે—**यःसत्यं वदेत् स सुखमधिगच्छेत्**–જે સત્ય બોલશે તેને સુખ મળશે. (૮) જે વાક્યમાં એક વાક્ય બીજા વાક્ય પર આધાર રાખતું હોય તથા શરત બતાવતું હોય તેવાં સાંકેતિક ( જો આમ થાય, તો આમ થાય; વગેરે જેવાં ) વાક્યોમાં પણ એ વપરાય છે—**यदि त्वं ईश्वरं भजेः मोक्षं लभेथाः ।** પણ " દુર્યોધને વિદુર વગેરેનું કહેવું માન્યું હોત તો એનો નાશ ન થયો હોત " વગેરે જેવાં (ક્રિયાતિપત્યર્થ–સાંકેતિક) વાક્યોમાં વિધ્યર્થ વપરાતો નથી.

વાક્યો.

(क) **यस्मिन्देशे न संमानो न प्रीति र्न च बांधवाः ।**
**न च विद्यागमः कश्चिन्न तत्र दिवसं + वसेत् ॥**

**वासुदेवं नमेज्जनः । दर्दुरा यत्र वक्तार स्तत्र मौनं समाचरेत् ।**

---

\+ વખતનો અવધિ બતાવનારા શબ્દો દ્વિતીયામાં મૂકાય છે; જેમકે, થોડો વખત સુધી અહીંઆં બેસ **मुहूर्तमत्रोपविश ।**

धनानि जीवितं चैव परार्थे प्राज्ञ उत्सृजेत् । कुलवनिता केन तुल्या स्यात् । स्नापितोऽपि बहुशो नदीजलैर्गर्दभः किमु हयो भवेत् क्वचित् । शीलेन विहीनं ब्राह्मणमपि नैव पूजयेत् । आम्रं छित्त्वा कुठारेण निम्बं परिचरेत्तु कः । न हि निम्बात्स्रवेत्क्षौद्रम् । अमितस्य तु दातारं भर्तारं का न पूजयेत् । नहीच्छेयमधर्मेण शक्रत्वमपि लक्ष्मण । केनोपायेन जनकात्मजां मैथिलीं पश्येयम् । तुष्टे भर्तरि* नारीणां तुष्टाः स्युः सर्वदेवताः । किमतःपरं भयानकं स्यात् । पुरुषो यां यामवस्थामधिगच्छेत् तस्यां तस्यां रमेत । भैषज्यमेतद् दुःखस्य यदेतन्नानुचिन्तयेत् ।

(ख) त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत् ।
कुलं जनपदस्यार्थे आत्मार्थे पृथिवीं त्यजेत् ॥
वृत्त्यर्थं नातिचेष्टेत सा हि धात्रैव निर्मिता ।
गर्भादुत्पतिते जन्तौ मातुः प्रस्रवतः स्तनौ ॥

नृपतिः पितेव प्रजा रक्षेत् । श्वश्रूर्दुहितरीव वध्वां स्निह्येत् । नीचैराख्यं गिरिमधिवसेः ÷ स्तत्र विश्रामहेतोः । न गणस्याग्रतो गच्छेत् । ब्राह्मे मुहूर्ते बुध्येत धर्मार्थावनुचिन्तयेत् । अतोऽदेवेनि सूक्ष्मं तिलकं धारयेत् सदा । यूयं मद्यपानं न परित्यजेत चेदहमनशनेन म्रियेय । यदि मह्यं शिष्यवृत्तिं यच्छेः काशीं गच्छेयमायुर्वेदं च शिक्षेय । नार्यः सर्वथा भर्तारमेवानुवर्तेरन् । गुरुं शिष्यो नित्यमभिवादयेत । अपि नाम मालत्येव सा भवेत् । विषमप्यमृतं क्वचिद्भवेदमृतं वा विषमीश्वरेच्छया ।

---

* આ સતિ સપ્તમીનો દાખલો છે, એનો અર્થ "જ્યારે પતિ સંતુષ્ટ થાય છે ત્યારે" એવો થાય.

÷ अधि + वस् ની સાથે જ્યાં વાસ કરવો હોય તે દ્વિતીયામાં મૂકાય છે.

तिष्ठेल्लोको विना सूर्यं सस्यं वा सलिलं विना ।
न हि रामं विना देहे तिष्ठेत्तु मम जीवितम् ॥
अहं हि वचनात्तस्य पतेयमपि पावके ।
भक्षयेयं विषं तीक्ष्णं मज्जेयमपि चार्णवे ॥

## શબ્દકોષ ૧૪.

**अग्रतः** અ. આગળથી.
**अतः परम्** અ. હવે પછી; ત્યાર પછી.
**अति** અ. અતિશય (એ એકલું નથી પરાતું પણ કોઈ શબ્દ સાથે જોડાય છે)
**अनशन** ન. ઉપવાસ; ન ખાવું તે.
**अमित** વિ. અત્યંત; ઘણું
**अर्णव** પુ. સમુદ્ર. **अवस्था** સ્ત્રી. સ્થિતિ.
**आम्र** પુ. આંબો. ન. કેરી. (ફળ)
**आयुर्वेद** પુ. આયુર્વેદ; વૈદકશાસ્ત્ર.
**ईश्वरेच्छा** સ્ત્રી. ઇશ્વરની ઇચ્છા.
**उत्पतित** ભૂ. કૃ. નીકળેલું; ફૂટી પડેલું.
**कुठार** પુ. કુહાડી.
**कुल** ન. કુળ; કુટુંબ. (૨) ઘર.
**कुलवनिता** સ્ત્રી. કુલીન સ્ત્રી.
**क्वचित्** અ કેટલીક વાર; (૨) કેટલેક ઠેકાણે.
**क्षौद्र** ન. મધ. **गण** પુ. સમૂહ; ટોળું; મંડળી.
**छित्त्वा** કાપી નાંખીને. **जन्तु** પુ. પ્રાણી.
**तिलक** પુ. ન. તિલક; ટીલું.
**तुल्य** વિ. જેવો.
**तीक्ष्ण** વિ. તીક્ષ્ણ.
**दर्दुर** પુ દેડકો
**धर्मार्थौ** પુ. ધર્મ અને અર્થ (**धर्मश्च अर्थश्च**) ચાર પુરુષાર્થમાંના બે.
**धातृ** પુ. વિધાતા.
**निम्ब** પુ લીંબડો.
**नीचैराख्य** વિ. 'નીચૈ;' નામનો. (**नीचैः आख्या** નામ **यस्य**)
**परार्थम्** / **परार्थे** અ. બીજાને માટે.
**पावक** પુ. અગ્નિ.
**प्रजा** સ્ત્રી. પ્રજા. (૨) સંતતિ.
**प्रीति** સ્ત્રી. પ્રીતિ; પ્રેમ. **बहुशः** અ. વારંવાર; (૨) ઘણું કરીને.

**ब्राह्ममुहूर्त** પુ. બ્રાહ્મમુહૂર્ત; રાતનો છેવટનો પહોર.
**भयानक** વિ. ભયાનક; ભયંકર.
**भैषज्य** ન. ઓસડ; દવા.
**मैथिली** સ્ત્રી. મિથિલા નગરીના રાજા (જનક) ની છોકરી; સીતા.
**वासुदेव** પુ. વાસુદેવ; કૃષ્ણ (વસુદેવના પુત્ર)
**विद्यागम** પુ. વિદ્યાની પ્રાપ્તિ. (**विद्याया: आगमः**)
**विहीन** વિ. વગરનું. (ભૂ. કૃ.)
**विश्रामहेतु** પુ. વિસામો લેવાનો હેતુ. ૦ **हेतोः** વિસામો લેવા માટે.
**वृत्ति** સ્ત્રી. ઉપજીવિકા.
**शक्रत्व** ન. ઈન્દ્રપણું: (**शक्र** પુ ઇન્દ્ર)
**शिष्यवृत्ति** સ્ત્રી. શિષ્યવૃત્તિ; વિદ્યાર્થીને ભણવા માટે અપાતી મદદ.
**संमान** પુ. સન્માન.
**सस्य** ન. અનાજ; પાક.
**सर्वथा** અ. બધી રીતે (૨) કોઇ પણ રીતે.
**सलिल** ન. પાણી.
**सूक्त** ન સૂક્ત; વેદના મંત્રો.
**स्नापित** ભૂ. કૃ. ન્હવડાએલો
**हय** પુ. ઘોડો.

ધાતુઓ.

**परि + चर्** ૧. પ. અહીં તહીં ફરવું (૨) સેવા (સત્કાર વગેરે) કરવી.
**समा + चर्** ૧. પ. આચરવું; કરવું.
**चेष्ट्** ૧. આ. ચેષ્ટા–હાલચાલ કરવું. (૨) મહેનત કરવી.
**धृ** ૧૦. પ. ધારણ કરવું; લગાડવું.
**मृ** ૬. આ. મરવું; (૬. ગણના ધાતુના અન્ત્ય **ऋ** નો **रि** થાય છે અને તેમાં વિકરણ **अ** ઉમેર્યાથી **रिय** થાય છે. **म्रियते**)
**अधि + वस्** ૧. પ. વસવું; રહેવું.
**अभि + वाद्** ૧૦ આ. વંદન કરવું (પ્રે)
**प्र + स्रु** ૧. પ. સ્રવવું; ઝરવું; બહાર નીકળવું.

# પાઠ ૧૫મો.

## इ, उ ને ऋ કારાન્ત ન. શબ્દો.

| वारि ન. પાણી | | | मधु ન. મધ. | | | |
|---|---|---|---|---|---|---|
| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | |
| वारि | वारिणी | वारीणि | मधु | मधुनी | मधूनि | પ્ર. |
| ,, | ,, | ,, | ,, | ,, | ,, | દ્વિ. |
| वारिणा | वारिभ्याम् | वारिभिः | मधुना | मधुभ्याम् | मधुभिः | તૃ. |
| वारिणे | ,, | वारिभ्यः | मधुने | ,, | मधुभ्यः | ચ. |
| वारिणः | ,, | ,, | मधुनः | ,, | ,, | પં. |
| ,, | वारिणोः | वारीणाम् | ,, | मधुनोः | मधूनाम् | ષ. |
| वारिणि | ,, | वारिषु | मधुनि | ,, | मधुषु | સ. |
| वारे-वारि | वारिणी | वारीणि | मधो-मधु | मधुनी | मधूनि | સં. |

આ રૂપો સરખાવતાં માલમ પડશે કે એમાં કંઈ પણ ભિન્નતા નથી. એકના અન્તમાં इ છે ત્યારે બીજાના અન્તમાં उ છે એટલુંજ. ऋકારાન્ત ન. નાં રૂપ પણ એવી રીતેજ થાય છે. कर्तृ ન. कर्तृ, कर्तृणी, कर्तॄणि-વગેરે.×

---

× इ ને उકારાન્ત વિશેષણો ન. લિંગમાં ચ. પં. ષ. તથા સ. ના એક વચનમાં અને ષ. ને સ. ના દ્વિવચનમાં વિકલ્પે इ ને उકારાન્ત પુ. પ્રમાણે પણ ચલાવવામાં આવે છે. જેમકે शुचि પવિત્ર; लघु ન્હાનું.

ચ. એકવચન शुचिने-शुचये लघुने-लघवे

પં. ને ષ. ,, शुचिनः-शुचेः लघुनः-लघोः

સ. ,, शुचिनि-शुचौ लघुनि-लघौ

ષ. ને સ. દ્વિવચન शुचिनोः-शुच्योः लघुनोः-लघ्वोः

## વાક્યો.

न जातु कामान्न भयान्न लोभाद्धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ।
धर्मो नित्यः सुखदुःखे त्वनित्ये जीवो नित्यो हेतुरस्य त्वनित्यः ॥

अजीर्णे भेषजं वारि जीर्णे वारि बलप्रदम् । न हि गणयति क्षुद्रो जन्तुः परिग्रहफल्गुताम् । उरगेण क्षतामङ्गुलीमिव प्राज्ञः प्रियमपि दुष्टं त्यजेत् । अपि नामावयोः संभावना सफला स्यात् । साधूनां हृदयानि वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि । अपसर मधुकर दूरम् । इह मधुनो लवमपि न लभसे । आर्ये किमर्थमेतत्तव नेत्राभ्यामुष्णं वारि स्रवति । अलमश्रुनिपातेन त्यज शोकं निरर्थकम् । गिरेः सानूनि रम्याणि । मा समीक्ष्य+ परं स्थानं पूर्वमायतनं त्यजेत् । धर्मेण राज्यं विन्देत धर्मेण च परिपालयेत् । येन माद्येन्न तत्पिबेत् । स्वयमेव कृषिं व्रजेत् । कथमेतेन देहेन स्यादिहैवेश्वरसमागमः ।

(ख) जयेत् कदर्यं दानेन सत्येन चानृतं जयेत् ।
नेन्धनेन जयेदग्निं न पानेन सुरां जयेत् ॥

---

+ આ અબંધક ભૂત કૃદન્ત છે. ધાતુને **त्वा** પ્રત્યય લગાડવાથી એનું સં. ભૂ. કૃ. થાય છે. **नी –नीत्वा** ( દોરીને ); **पा-पीत्वा** ( પીને ); **नम्—नत्वा** ( નમીને ) વગેરે; (અ) જો ધાતુની પૂર્વે ઉપસર્ગ હોય અને ધાતુનો અન્ત્યાક્ષર હ્રસ્વ સ્વર હોય તો તેનું સં. ભૂ. કૃ. **त्य** લગાડવાથી થાય છે; જેમકે **विजि—विजित्य; अनु + सृ—अनुसृत्य** વગેરે; (બ) જો ધાતુની પૂર્વે ઉપસર્ગ હોય અને ધાતુનો અન્ત્યાક્ષર દીર્ઘ સ્વર કે વ્યંજન હોય તો તેનું સં. ભૂ. કૃ. ( સ. ભે. ના **य** ની માફક, પા. ૧૭) **य** લગાડવાથી થાય છે; જેમકે **अनु + भू—अनुभूय; नि + क्षिप्—निक्षिप्य; उद् + स्था—उत्थाय** ( અહીંઆં **स्** ઉડી જાય છે ).

**सूरदासो नेत्राभ्यां* काण: । तं किं याचसे+ । तस्य बहु नास्ति । दुर्जनस्य जिह्वाग्रे मधु तिष्ठति हृदये तु हलाहलम् । इन्दो रश्मिभ्यः स्पृहयन्ति चकोरा: । परं प्रीतोऽस्ति जामातरि रामे जनक: । राम किं कुप्यसि÷ सख्येऽस्मै । स त्वां वनं=नेतुमे-**

---

* શારીરિક ખોડ બનાવનાર શબ્દની સાથે ખોડવાળા અંગની તૃતીયા મૂકાય છે. જેમકે **पादेन खञ्जो हरि:** । હરિ પગે લંગડો છે. **कर्णेन बधिरो राम:** । રામ કાને બ્હેરો છે.

+ **नी, प्रच्छ्, याच्, दुह्** વગેરે તથા એજ અર્થના બીજા કેટલાક ધાતુઓ બે કર્મ લે છે.

÷ ક્રોધ, દ્રોહ, ઇર્ષ્યા, અસૂયા વગેરે બતાવનારા ધાતુઓ જે માણસ કે ચીજ તરફ એ લાગણીઓ બનાવવામાં આવી હોય તેની ચતુર્થી લે છે.

= આ હેત્વર્થ કૃદન્ત છે. (અ) ધાતુને **तुम्** લગાડવાથી એનું હેત્વર્થ૦ થાય છે; **तुम्** લગાડતાં પહેલાં ધાતુના અન્ત્ય સ્વર તથા ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે: જેમકે **श्रु—श्रोतुम्** ( સાંભળવાને ) **गम्—गन्तुम्** (જવાને) **कृ—कर्तुम्** (કરવાને) વગેરે.

સં. ભૂ કૃ. અને હેત્વર્થ૦ માં કેટલાક ધાતુઓને **त्वा** ને બદલે **इत्वा** અને **तुम्** ને બદલે **इतुम्** પણ લાગે છે. કેટલાક ધાતુઓનાં રૂપ અનિયમિત છે. એ બધા માટે બીજા ભાગમાં પરિશિષ્ટ આપવામાં આવશે. (આ) ૧૦ ગણના ધાતુનું સં. ભૂ. કૃ અને હેત્વર્થ૦ કરવું હોય ત્યારે ધાતુને **अय** ( ગુણ, વૃદ્ધિ, આદેશ વગેરે ફેરફારો કરીને ) લગાડવામાં આવે છે, અને પછી **अय** ના અન્ત્ય **अ** નો લોપ કરી **इत्वा** તથા **इतुम्** ઉમેરાય છે. જેમકે **चुर्—चोरयित्वा; चोरयितुम् तड्—ताडयित्वा; ताडयितुम्**. (ઇ) ઉપસર્ગ વાળા ૧૦ ગણના ધાતુનું સં. ભૂ. કૃ. કરવું હોય તો **अय** કાઢી નાખીને **य** ઉમેરવો. જેમકે, **अभिवादयति—अभिवाद्य; प्रचोरयति—प्रचोर्य** વગેરે. પણ **विरचयति—विरचय्य; विगणयति–विगणय्य** વગેરે કેટલાક અપવાદ છે.

**स्वागतः । आगच्छ सव्येष्टः स्वागतं ते । ननु पृच्छामि त्वां दण्डकाया मार्गं न क्रुद्धोऽस्मि । सुवृत्ताय नृपतये प्रजा न शुश्रूषुः । हा पुष्पैः प्रिया कथं हता । अथवा मृदुवस्तु हिंसितुं मृदुनवारभते प्रजान्तकः ।**

## શબ્દકોષ ૧૫.

**अङ्गुली** સ્ત્રી. આંગળી. **अजीर्ण** ન. અપચો.

**अनित्य** વિ. નાશવંત; અનિત્ય.

**अश्रुनिपात** પુ. આસું ઢાળવાં તે. ( **अश्रूणां निपातः**) **अश्रु** ન. આસુ.

**आयतन** ન સ્થાન; (૨) મંદિર.

**इन्दु** પુ. ચંદ્ર. **इन्धन** ન. બળતણ.

**ईश्वरसमागम** પુ. ઇશ્વરનો સમાગમ.

**उरग** પુ સાપ. **उष्ण** વિ ઉષ્ણ; ગરમ.

**कठोर** વિ. કઠોર; નિર્દય.

**काण** વિ. કાણો. **काम** પુ. કામ; (૨) ઇચ્છા.

**कृषि** સ્ત્રી. ખેતી.

**क्षत** ભુ કૃ. ઘવાએલું (૨) કરડાએલું.

**चकोर** પુ. ચકોર પક્ષી.

**जातु** અ. ખરેખર.

**जिह्वाग्र** ન. જીભની ટોચ.

**जीर्ण** ભૂ. કૃ. ફાટી ગએલું; જુનું. (૨) પ્રાચીન. ન. પચન.

**दण्डका** સ્ત્રી. દણ્ડકારણ્ય ( નાશિક પાસે )

**दूरम्** અ દૂર; આઘે.

**निरर्थक** વિ. નકામું.

**परिग्रह** પુ. માલમત્તા; પુંજી.

**पान** ન. પીવું તે. (૨) મદ્યપાન.

**पूर्व** વિ પહેલાનું

**प्रजान्तक** પુ. કાળ: યમ. ( **प्रजानां अन्तकः** કાળ; નાશ કરનાર )

**फल्गु** વિ. નિઃસત્ત્વ; હલકું. **फल्गुता** સ્ત્રી. ક્ષુદ્રતા; હલકાપણું

**बलप्रद** વિ બળ આપનાર.

**भेषज** ન. ઓસડ.

**मधु** ન. મધ. **मधुकर** પુ. ભમરો.

**रम्य** વિ. રમ્ય; સુંદર. **रश्मि** પુ. કિરણ.

**लव** પુ. કણ. **वसु** ન. દ્રવ્ય. **वस्तु** ન. વસ્તુ; ચીજ.

**वारि** ન. પાણી. **सफल** વિ. સફળ.

**संभावना** સ્ત્રી. તર્ક; કલ્પના; વિચાર.

**सव्येष्टृ** પુ. સારથિ.

**सानु** પુ. ન. શિખર. **सुरा** સ્ત્રી. દારૂ.

**सुवृत्त** વિ. સારો; સદાચારી.

**स्वागत** ન. સ્વાગત; આદર સત્કાર; 'આવો, પધારો' વગેરે કહેવું તે

**हलाहल** } **हालाहल** } ન. હલાહલ; અત્યુગ્ર ઝેર.

**हेतु** પુ. હેતુ; કારણ.

ધાતુઓ.

**सम् + ईक्ष्** ૧. આ. સારી રીતે તપાસવું (૨) નક્કી કરવું.

**गण्** ૧૦. પ. ગણવું. (૨) ગણકારવું; પરવા કરવી.

**द्रुह्** ૪. પ. દ્રોહ કરવો; દ્વેષ કરવો.

**परि + पाल्** ૧૦. પ. રક્ષણ કરવું; **प्रति** + ૦ રાહ જોવી.

**मद्** [ **माद्** ] ૪. પ. ઉન્મત્ત થવું; કેફ ચઢવો. **प्र** + ૦ ભૂલ કરવી.

**आ + रभ्** ૧. આ. આરંભ કરવો; શરૂઆત કરવી.

**सृ** ૧. પ. જવું; ખસવું. **अप** + ૦ દૂર ખસવું.

**हिंस्** ૧. પ. હિંસા કરવી; મારી નાખવું.

# પાઠ ૧૬મો.

## હ્યસ્તન ભૂતકાળ. (लङ्)

### પ્રત્યયો.

| | પરસ્મૈપદ. | | | આત્મનેપદ. | | |
|---|---|---|---|---|---|---|
| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
| પ. પુ. | अम् | व | म | इ | वहि | महि |
| બી. પુ. | स् | तम् | त | थास् | इथाम् | ध्वम् |
| ત્રી. પુ. | त् | ताम् | अन् | त | इताम् | अन्त |

### अ. વ્યંજનથી શરૂ થતા ધાતુઓ.

આકાળમાં ધાતુઓનાં અંગોની પહેલાં આગમ अ મૂકવામાં આવે છે અને પછી બીજા કાળની માફકજ પ્રત્યયો ઉમેરવામાં આવે છે.

| | गम् [ गच्छ् ] १. प. | | | युध्. ૪. આ | | |
|---|---|---|---|---|---|---|
| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
| પ. પુ. | अगच्छम् | अगच्छाव | अगच्छाम | अयुध्ये | अयुध्यावहि | अयुध्यामहि |
| બી. પુ. | अगच्छः | अगच्छतम् | अगच्छत | अयुध्यथाः | अयुध्येथाम् | अयुध्यध्वम् |
| ત્રી. પુ. | अगच्छत् | अगच्छताम् | अगच्छन् | अयुध्यत | अयुध्येताम् | अयुध्यन्त |

ध्यै-૧-પ—अध्यायम् , अध्यायाव...વગેરે; तड् ૧૦-પ. अताडयम्...વગેરે.

### ब. સ્વરથી શરૂ થતા ધાતુઓ.

જ્યારે ધાતુ સ્વરથી શરૂ થતો હોય ત્યારે अ ને બદલે आ આગમ મૂકવામાં આવે છે; અને આ आ અને ધાતુનો શરૂઆતમાં આવેલો સ્વર મળીને તે સ્વરની વૃદ્ધિ બંનેને બદલે મૂકાય છે. જેમકે आ + ईक्ष = ऐक्ष; आ + अर्थय = आर्थय; आ + ऋच्छ = आर्च्छ.

ईक्ष् १. आ. पेक्षे, पेक्षावहि, पेक्षामहि...उञ्छ् ६. प. औञ्छम् औञ्छाव, औञ्छाम...अस् ४. प. आस्यम् आस्याव आस्याम...

### क. ઉપસર્ગવાળા ધાતુઓ.

ધાતુઓની સાથે ઉપસર્ગ હોય તો ધાતુ અને ઉપસર્ગની વચ્ચે अ અથવા आ આવે છે. જેમકે परि + ईक्ष = परि + आ + ईक्ष = परि+पेक्ष=पर्यैक्ष । प्रति+नि+वृत = प्रति+नि+अ+वृत = प्रतिन्यवर्त ।

नि + वस् १. प. न्यवसम् न्यवसाव न्यवसाम...न्यवसन् । परि + ईक्ष्. १. आ. पर्यैक्षे पर्यैक्षावहि पर्यैक्षामहि...पर्यैक्षन्त । प्रति + नि + वृत् १ आ. प्रतिन्यवर्ते प्रतिन्यवर्तावहि प्रतिन्यवर्तामहि...વગેરે.

### ड

| | अस २. प. | | | या. २. प. | | |
|---|---|---|---|---|---|---|
| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
| પ. પુ | आसम् | आस्व | आस्म | अयाम् | अयाव | अयाम |
| બી. પુ. | आसीः | आस्तम् | आस्त | अयाः | अयातम् | अयात |
| ત્રી. પુ. | आसीत् | आस्ताम् | आसन् | अयात् | अयाताम् | अयान्–अयुः+ |

### વાકયો.

(क) अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च[1] भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिताः ॥

---

+ अस् માં ह्य. भू માં બીજો પુરૂષ અને ત્રીજો પુરૂષ એકવચનના પ્રત્યય પહેલાં ई ઉમેરવામાં આવે છે. આકારાન્ત ધાતુઓને ત્રી. બ. માં વિકલ્પે उस् પ્રત્યય લગાડવામાં આવે છે.

१ ( સંસ્કૃતમાં બે જાતના પ્રત્યયો છે. सुप्–નામ, સર્વનામ, તથા વિશેષણોને લાગનારા, અને तिङ्—ધાતુને લાગનારા. આ પ્રત્યયો લગાડ-

परोपदेशे पाण्डित्यं सर्वेषां सुकरं नृणाम् । तस्यां त्वं साधुनाचर : । छायेव तां भूपतिरन्वगच्छत् । न. षट्पदो गंधफलीमजिघ्रत् । रामस्य पुत्रौ कुशीलवौ भ्रातरौ रामसभायां रामायणमगायताम् । [२]तच्छ्रुत्वा मुनयः सर्वे साधु साध्वित्यवदन् । क्रुद्धो जह्नु गंङ्गाया अखिलं जलमपिबत् । ततो देवैः पूजितः श्रोत्राभ्यां तदसृजत् । अतो गङ्गां जाह्नवीं वदन्ति । रामो जनकस्य दुहितरं सीतां पर्यणयत् । किं दिवा शयनं भजसे । गतायां रात्र्यां स्वल्पामपि निद्रां नालभे । मुम्बापुर्याः कदा न्यवर्तथास्त्वम् । रामं लक्ष्मणं चायाचत विश्वामित्रो दशरथम् । तौ तस्मादृषे विविधान्यस्त्राण्यशिक्षेतां बहून् *राक्षसान्न्यसूदयतां च । स ध्रुवं वस्तु त्यक्त्वा ऽध्रुवं पर्यषेवत । अतः स यावज्जीवं सुखं नान्वभवत् । देवा

---

વાથી સિદ્ધ થએલા રૂપને પદ કહે છે). न् ની પછી च्, छ्, ट्, ठ्, त् કે थ् આવે તો न् ને બદલે વિસર્ગ અને પાછળના સ્વર પર અનુસ્વાર મૂકવામાં આવે છે; અને પછીથી એ વિસર્ગનો (નિ. ૧ પા. ૨૯) અનુક્રમે श्, ष् કે स् થાય છે; જેમકે सखीन् + तथा = सखींस्तथा. પણ प्रशान् આ નિયમને અપવાદરૂપ છે. प्रशान् = तनोति = प्रशान्तनोति. (नश्छव्यप्रशान् ।)

૨ અનુનાસિક વગરના કોઇપણ સ્પર્શ વ્યંજન પછી श् આવે અને તેની પછી કોઇ સ્વર, અર્ધસ્વર, અનુનાસિક કે ह् એમાંથી કોઇ અક્ષર આવે તો श् ને વિકલ્પે छ् થાય છે; જેમકે सत् + शास्त्रम् = सच्शास्त्रम्-सच्छास्त्रम्.

* नि + सूद् નું પર્ત૦ निषूदयति છે. અહીંઆ ઉપસર્ગ તથા ધાતુની વચમાં अ આગમ આવવાથી स् નો ष् થયો નથી. सिच्, प्रति વગરનો કોઈ પણ ઉપસર્ગ + सद्, परि, वि કે नि + सेव्— એ ધાતુઓમાં વચ્ચે આગમ अ આવે તોપણ स् નો ष् થાય છે.

विरिञ्चिना सह विष्णुमसुरवर्गः । हे विष्णो रावणो नाम राक्षसाधिपो ऽस्मानतीव पीडयतीति ।

यूयं वयं वयं यूयमित्यासीन्मतिरावयोः ।
किं जातमधुना येन यूयं यूयं वयं वयम् ॥

शतेषु जायते शूरः सहस्रेषु च पण्डितः ।
वक्ता दशसहस्रेषु दाता भवति वा न वा ॥

मातृवत्परदारेषु परद्रव्येषु लोष्टवत् ।
आत्मवत्सर्वभूतेषु यः पश्यति स पश्यति ॥

શબ્દકોષ ૧૬.

**अध्रुव** વિ અસ્થિર; અનિશ્ચિત.

**अशोच्य** વિ. કૃ. શોક કરવાને અયોગ્ય. જેમનો શોક ન કરવો જોઇએ એવા.

**अस्त्र** ન. અસ્ત્ર (તીર, વગેરે જેવું ફેંકવાનું શસ્ત્ર)

**आत्मवत्** અ. પોતાના જેવું.

**कुशीलवौ** પુ (દ્વિ. વ.) કુશ અને લવ. (૨) (બે) નટો.

**गतासु** વિ. જેના પ્રાણ જતા રહ્યા છે તે; મરી ગએલા (**गताः असवः** પ્રાણ. **यस्य**)

**चंपकली** સ્ત્રી ચંપાની કળી.

**जह्नु** પુ. એક ચંદ્રવંશી રાજાનું નામ છે.

**जाह्नवी** સ્ત્રી. ગંગા. **ध्रुव** વિ. સ્થિર; અનિશ્ચિત.

**परदाराः** પુ. (બ. વ.) બીજાની સ્ત્રી. **परद्रव्य** ન. બીજાનું દ્રવ્ય.

**परोपदेश** પુ. બીજાને ઉપદેશ આપવો તે.

**पाण्डित्य** ન. પંડિતાઈ.

**प्रज्ञावाद** પુ. ડાહી ડાહી વાતો; પંડિતોના વાદ.

**मति** સ્ત્રી. મતિ; બુદ્ધિ.

**मुम्बापुरी** સ્ત્રી. મુંબાઈ.

**मातृवत्** અ. માતાના જેવું.

**यावज्जीवम्** અ. જ્યાં સુધી જીવીએ ત્યાંસુધી; આખી જીંદગી સુધી.

**राक्षसाधिप** પુ. રાક્ષસોનો રાજા (**अधिप** પુ રાજા)
**रात्रि [त्री]** સ્ત્રી. રાત.
**लोष्टवत्** અ. ઢેફા જેવું.
**विरिञ्चि** પુ બ્રહ્મા.
**विविध** વિ જૂદી જૂદી જાતનું; ભાતભાતનું.
**शत** ન. સો.
**शयन** ન. પથારી. (૨) સુવું તે.
**श्रुत्वा** સં ભૂ કૃ. સાંભળીને.
**षट्पद** પુ ભમરો.
**सर्वभूतानि** ન. (બ. વ.) બધાં પ્રાણીઓ.
**सहस्र** ન. હજાર. (**दशसहस्र** ન. દસહજાર)
**साधु** અ. શાબાસ! (૨) સારી રીતે.
**सुकर** વિ. સહેલું.
**घ्रा [जिघ्र्]** ૧ પ. સુંઘવું.
**अनु + भू** ૧. પ. અનુભવવું.
**नि + वृत्** ૧. આ. પાછા ફરવું.
**शिक्ष्** ૧. આ. શીખવું.
**अनु + शुच्** ૧. પ. શોક કરવો.
**नि + सूद्** ૧૦. પ (**निषूदयति**) નાશ કરવો; મારી નાખવું.
**परि + सेव्** ૧. આ. (**परिषेवते**) સેવવું; સ્વીકાર કરવો. (એકજ પદમાં **अ, आ** વગરના સ્વર પછી આવતા **स्** નો **ष्** થાય છે.)

---

# પાઠ ૧૭મો.

## સહ્યભેદ.

### કર્મણિ અને ભાવે રૂપ.

૧૦ મા ગણ વગરના કોઈ પણ ગણના ધાતુનો સહ્યભેદ કરવો હોય તો મૂળ ધાતુને (આદેશને નહીં) પહેલાં **य** લાગે છે અને પછી જે કાળનાં રૂપ તૈયાર કરવાં હોય તે કાળના આત્મનેપદના પ્રત્યયો લગાડવામાં

આવે છે. એટલે કે સાર્વભેદમાં તે ધાતુ ચોથા ગણનો આ. ધાતુ હોય તેવી રીતે એનાં રૂપ લેવાય છે. જેમકે गम्—गम्यते (વર્ત૦ ત્રી. પુ. એ. વ.); गम्यताम् (આજ્ઞા૦); गम्येत (વિધ્યર્થ) अगम्यत (હ્ય. ભૂ.) (સગવડ માટે આપણે માત્ર વર્ત૦ ત્રી પુ. એ. વ. નું રૂપજ તપાસીશું) मन् ४. આ—मन्यते; भू १. प.—भूयते; इष् ६. प.—इष्यते; सिच् —सिच्यते વગેરે.

ધાતુ ૧૦ મા ગણનો હોય તો મૂળભેદનાં રૂપ કરતાં अय પહેલાં એમાં જે જે ફેરફારો થતા હોય તે તે ફેરફારો કરીને એ ફેરવાએલા રૂપને य લગાડવામાં આવે છે. વિકરણ अय તો બીજા ગણોના ધાતુઓની માફક અહીં પણ નહીજ લગાડવાનો. જેમકે चुर्—चार्यते; तड्—ताड्यते; धृ—धार्यते; कॄत्—कीर्त्यते વગેરે.

સ. ભે. નો य લાગતાં પહેલાં ૧૦ મા ગણ શિવાયના ધાતુઓ માટે નીચેના નીયમો લાગુ પડે છેઃ—

(૧) दा (આપવું), धा, दो, दे, मा, स्था, गै, पा, (પીવું), सो, हा (ત્યાગ કરવો)—આ ધાતુઓના અન્ત્ય સ્વરને બદલે ई મૂકાય છે; જેમકે दीयते; गीयते; पीयते વગેરે. આ વગર બીજા ધાતુઓને છેડે आ હોય તો તેમાં કંઈ પણ ફેરફાર થયા વગરજ य લગાડવામાં આવે છે જેમકે दा (કાપવું)-दायते; पा (રક્ષણ કરવું)-पायते; ज्ञा-ज्ञायते વગેરે. ધાતુને છેડે ए, ऐ કે ओ હોય તો તેને બદલે आ મૂકાય છે; જેમકે ध्यै-ध्यायते; म्लै—म्लायते; शो—शायते વગેરે.

(૨) ધાતુને છેડે હ્રસ્વ इ કે उ હોય તો તે દીર્ઘ થાય છે; જેમકે श्रु-श्रूयते; जि—जीयते; चि-चीयते; नु—नूयते વગેરે.

(૩) ધાતુને છેડે હ્રસ્વ ऋ હોય અને એની પહેલાં જોડાક્ષર ન હોય તો ऋ ને બદલે रि મૂકાય છે ને જોડાક્ષર હોય તો अर् મૂકાય છે; જેમકે कृ—क्रियते; मृ—म्रियते; स्मृ—स्मर्यते; स्तृ—स्तर्यते વગેરે.

(૪) ધાતુને છેડે દીર્ઘ **ॠ** હોય તો **ॠ** નો **ईर्** થાય છે; પણ જો એ **ॠ** ની પહેલાં કોઇ **प** વર્ગનો અક્ષર અથવા **व्** આવે તો **ॠ** નો **उर्** થાય છે; જેમકે **स्तॄ—स्तीर्यते; जॄ—जीर्यते; पॄ—पूर्यते; वॄ—वूर्यते; शॄ—शीर्यते** વગેરે.

(૫) **वच्, वद्, वह्, वस्, वप्, स्वप्**, વગેરે કેટલાક ધાતુઓમાં **व**ને બદલે **उ** મૂકાય છે, જેમકે **वच्—उच्यते; वप्—उप्यते; स्वप्—सुप्यते** વગેરે. **यज्, व्यध्**—વગેરે કેટલાક ધાતુઓમાં **य** ને બદલે **इ** મૂકાય છે; જેમકે **यज्-इज्यते; व्यध्-विध्यते** વગેરે **ग्रह्—गृह्यते; प्रच्छ्-पृच्छ्यते; श्वि—शूयते** ને **ह्वे** નું **हूयते** થાય છે. **य** નો **इ, व्** નો **उ, र्** નો **ऋ** તથા **ल्** નો **ऌ** એ ફેરફારને **સંપ્રસારણ** કહે છે.

(૬) **खन्, तन्, जन्** ને **सन्**—આ ધાતુઓમાં વિકલ્પે **न्** નો લોપ થાય છે ને એમ થાય ત્યારે એમના **अ** નો **आ** થાય છે; જેમકે **खन्-खन्यते, खायते; जन्—जन्यते, जायते;** વગેરે.

(૭) ઘણુાખરા ધાતુઓના ઉપાન્ત્ય અનુનાસિકનો લોપ થાય છે; જેમકે **शंस्—शस्यते; दंश्—दश्यते; ग्रंथ्—ग्रथ्यते** વગેરે પણ **कम्प्, निन्द्, शङ्क्, स्पन्द्, वन्द्, दण्ड्** વગેરે કેટલાક ધાતુઓમાં અનુનાસિકનો લોપ થતો નથી; જેમકે **निन्द्—निन्द्यते; दण्ड्—दण्ड्यते** વગેરે.

## ઉપયોગ.

(૧) જ્યારે ક્રિયાપદ સકર્મક હોય અને કર્મ બીજી વિભક્તિમાં હોય ત્યારે મૂળ ભેદનો કર્તા (પ્રથમા) ત્રીજીમાં મૂકાય છે અને કર્મ (દ્વિતીયા) પ્રથમામાં મૂકાય છે. જેમકે

મૂ. ભે. **रामः मोदकान् भक्षयति ।** સા. ભે. **रामेण मोदकाः भक्ष्यन्ते ।**

(૨) જ્યારે ક્રિયાપદ બે કર્મ લે છે ત્યારે **नी, हृ, कृष्** અને **वह्** એ ધાતુઓમાં મુખ્ય કર્મ પ્રથમામાં મૂકાય છે અને બીજું (ઉપ કે ગૌણ કર્મ) દ્વિતીયામાંજ રહે છે; જેમકે

મૂ. ભે. **रामः धेनुं ग्रामं नयति हरति कर्षति वहति वा ।**
સ. ભે. **रामेण धेनुः ग्रामं नीयते ह्रियते कृष्यते उह्यते वा ।**

એ શિવાયના બે કર્મ લેનારા ધાતુઓ—જેવાકે **याच्, पच्, दण्ड्, प्रच्छ्, जि, दुह्** વગેરે—માંતો ઉપકર્મ પ્રથમામાં મૂકાય છે અને મુખ્ય કર્મ દ્વિતીયામાજ રહે છે; જેમકે

| મૂળભેદ. | સહ્યભેદ ; |
|---|---|
| **धनिकं द्रव्यं याचते भिक्षुकः ।** | **धनिकः द्रव्यं याच्यते भिक्षुकेण ।** |
| **तण्डुलान् ओदनं पचति सूदः ।** | **तण्डुलाः ओदनं पच्यन्ते सूदेन ।** |
| **स्तेनं सहस्रं दण्डयति नृपतिः ।** | **स्तेनः सहस्रं दण्ड्यते नृपतिना ।** |
| **रामं मार्गं पृच्छति गोविन्दः ।** | **रामः मार्गं पृच्छ्यते गोविन्देन ।** |
| **मां शतं जयति गोपालः ।** | **अहं शतं जीये गोपालेन ।** |

(૩) જ્યારે ક્રિયાપદ અકર્મક હોય ત્યારે સહ્યભેદમાં **ભાવેપ્રયોગ**× થાય છે. એટલે કે એ પ્રયોગમાં કર્તા પ્રથમામાં નથી હોતો. ક્રિયાપદ હંમેશ ત્રીજા પુરૂષ એ. વ. માં હોય છે અને મૂળભેદમાં જે શબ્દ પ્રથમામાં હેય છે તે તૃતીયામાં મૂકાય છે; જેમકે **मया-अस्माभिः-मनुष्यैः** (વગેરે) **गम्यते तत्र** મારાથી-અમારાથી—મનુષ્યોથી (વગેરે) ત્યાં જવાય છે.

(૪) ક્રિયાપદ ગતિવાચક હોય ત્યારે સહ્યભેદમાં, જે સ્થાન તરફ ગતિ બતાવેલી હોય તે સ્થાનની દ્વિતીયાને બદલે પ્રથમા મૂકાય છે; જેમકે મૂ ભે **रामः ग्रामं गच्छति ।** સ. ભે. **रामेण ग्रामः गम्यते ।**

---

× કર્તરિ પ્રયોગમાં કર્તા પ્રથમામાં અને કર્મ દ્વિતીયામાં એવી રચના હોય છે; જેમકે **रामः मोदकान् भक्षयति ।** અહીં કર્તાની વિભક્તિ જે તૃતીયા તેમાં કર્તા મૂકાતો નથી, કારણકે ક્રિયાપદમાંજ કર્તાનો અર્થ સમાએલો છે એટલે કર્તાને તૃતીયામાં મૂકવાથી કર્તાના અર્થની પુનરૂક્તિ થાય એ દૂર કરવા કર્તા પ્રથમામાં મૂકાય છે. પણ કર્મનો અર્થ ક્રિયાપદ

वाक्यो.

केचिद्वदन्ति धनहीनजनो जघन्यः
केचिद्वदन्ति गुणहीनजनो जघन्यः ।
व्यासो वदत्यखिलवेदपुराणविज्ञो
नारायणस्मरणहीनजनो जघन्यः ॥

वरमद्य कपोतः श्वो मयूरात् । यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । यूथे प्रयाते कलभस्य ग्रहणे न विक्रमः । गच्छ भूयो ज्ञायतां वृत्तान्तः । अये आकाशे कुररीणामिव शब्दः श्रूयते । अपि दृश्येत मया मालती । दारुणया पीडया मे हृदयं विदीर्यते । परित्रायध्वम् । एषा नः प्रियसख्यमात्यनन्दनस्य भगिनी मदयन्तिकैतेन दुष्टशार्दूलेनाभिभूयते । सत्येन धार्यते पृथ्वी । दृश्यन्ते गिरयः सौम्याः फुल्लैस्तरुभिरावृताः । वनं च रक्ष्यते व्याघ्रै र्व्याघ्रान् रक्षति काननम् । पाण्डवै र्द्रुपदस्य कन्या द्रौपदी पर्यणीयत । आहूयन्तां [1]सर्वेच्छात्राः । अहं तान् परीक्षितुमिच्छामि ।

---

સૂચવતું નથી એટલે એ બીજીમાં મુકાય છે કર્મણિ પ્રયોગમાં આથી ઉલટું હોય છે. એમાં કર્મ ઉક્ત એટલે ક્રિયાપદથી કહેવાએલું હોય છે એટલે કર્મ પહેલી વિભક્તિમાં ને કર્તા ત્રીજીમાં મુકાય છે; જેમકે

वृकाः भक्ष्यन्ते ।

સકર્મક ક્રિયાપદનો કર્મણિ પ્રયોગ થાય છે, કારણકે એને કર્મ હોય છે. પણ અકર્મક ક્રિયાપદને કર્મ નથી હોતું એટલે એનો ભાવે પ્રયોગ થાય છે; જેમકે वने तिष्ठति वानरः એ કર્તરિ છે; वने स्थीयते वानरेण એ ભાવે છે.

પાઠમાં સુગમતા માટે કર્મ૦ ને ભાવે પ્રયોગ બંનેને માટે સહભેદ એ શબ્દ વાપર્યો છે.

૧ (અ) હ્રસ્વ સ્વર પછી छ् આવે તો તેને બદલે च्छ् લખાય છે; (આ) પદને અન્તે આવેલા દીર્ઘસ્વર પછી छ् આવે તો च्छ् વિકલ્પે

क गम्यतेऽधुना । अन्तेष्वपि हि जातानां वृत्तमेव विशिष्यते । ननु स्वशरीरात्प्रभृति सर्वं परार्थमेव मया परिपाल्यते । न ज्ञायते परमार्थेन: स्रष्टुराद्या सृष्टिः केति । रथ्यांऽम्बु जान्हवीसंगात् त्रिदशैरपि वन्द्यते । जलबिन्दुनिपातेन क्रमशः पूर्यते घटः । ईश्वरेण भूयते× न वेति नास्तिकाः शङ्क्यन्ते । भक्तैस्तु प्रत्यहं तस्य स्तोत्राणि गीयन्ते । दुर्जनैरपि मद्यं न पीयेत । अल्पैरेव जनैः शतं वर्षाणि जीव्यते ।

ज्ञातिभि र्वण्ट्यते नैव चौरेणापि न नीयते ।
दाने नैव क्षयं याति विद्यारत्नं महाधनम् ॥
पण्डिते हि गुणाः सर्वे मूर्खे दोषाश्च केवलाः ।
तस्मान्मूर्खसहस्रेभ्यः प्राज्ञ एको विशिष्यते ॥
अन्यदुप्तं जातमन्यदित्येतन्नोपपद्यते ।
उप्यते ²यद्धि यद्बीजं तत्तदेव प्ररोहति ॥
बालानां भूषणं भक्तिः पित्रोश्च शिक्षकेऽपि च ।
भ्रातृत्वं समपाठेषु पाठे चास्था नवा नवा ॥

---

મૂકાય છે. मा (નહિ) અને ઉપસર્ગ आ પછી, અથવા એકજ પદમાં દીર્ઘસ્વર પછી छ् આવે તો च्छ् જરૂર મૂકાય છે; જેમકે शीतल + छाया = शीतलच्छाया; लक्ष्मी + छाया = लक्ष्मी छाया અથવા लक्ष्मीच्छाया; પણ आच्छादयति; चेच्छिद्यते.

× अस् २. प. હોવું, ને બદલે સહ્યભેદમાં भू નાં રૂપ મૂકાય છે.

२ અનુનાસિક વગરના કોઇ પણ સ્પર્શ વ્યંજન પછી ह् આવે તો એને બદલે વિકલ્પે પાછળના વ્યંજનના વર્ગનો ચોથો અક્ષર મૂકાય છે; જેમકે पतत् + हि =पतद्धि અથવા पतद्हि; वाक् + हरिः = वाग्घरिः અથવા वाग् हरिः

## શબ્દકોષ ૧૭.

**अखिलवेदपुराणविज्ञ** વિ. બધા વેદ અને પુરાણ જાણનાર.

**अन्त** પુ. છેડો.

**अमात्यनन्दन** પુ. નન્દનો પ્રધાન ( **अमात्य:** પ્રધાન **नन्दनः** )

**आस्था** સ્ત્રી. આસ્થા; કાળજી.

**आवृत** ભૂ. કૃ. ઢંકાએલું.

**उप्त** ભૂ. કૃ. વાવેલું

**कपोत** પુ કબૂતર; હોલો.

**कलभ** પુ. હાથીનું બચ્ચું.

**कानन** ન. જંગલ. **कुररी** સ્ત્રી. કાબર.

**क्रमशः** અ. ધીમે ધીમે. (૨) અનુક્રમે.

**क्षय** પુ. ક્ષય; નાશ.

**गुणहीनजन** પુ. ગુણહીન માણસ.

**ग्रहण** ન. પકડવું તે.

**जघन्य** વિ નિકૃષ્ટ; અધમ; નીચ.

**जलबिन्दुनिपात** પુ. પાણીનાં ટીપાંનું પડવું તે; ( **जलस्य बिन्दूनां निपातः** ) **बिन्दु** પુ. ટીપું.

**त्रिदश** પુ. દેવ.

**दारुण** વિ. દારુણ; ભયંકર.

**दुष्टशार्दूल** પુ. દુષ્ટ વાઘ (**शार्दूल** પુ. વાઘ.)

**देवता** સ્ત્રી દેવ; દેવી.

**धनहीनजन** પુ ધન વગરનો માણસ (**धनेन हीनः जनः**)

**नारायणस्मरणहीन** વિ. નારાયણના સ્મરણ વિનાનો.

**नास्तिक** પુ. નાસ્તિક. **परमार्थतः** અ. ખરેખર; ખરી રીતે.

**प्रत्यहम्** અ. દરરોજ. **भ्रातृत्व** ન ભાઇચારો.

**मूर्खसहस्राणि** ન. હજારો મૂર્ખો. ( **मूर्खाणां सहस्राणि** )

**यूथ** ન ટોળું ( હાથીઓ વગેરેનું )

**रथ्यांबु** ન. શેરીઓનું પાણી; ( **रथ्यायाः** શેરીનું **अंबु** ન. પાણી )

**रुग्ण** વિ. માંદો; રોગી.

**वृत्त** ન. વર્તન; શીલ. (૨) વૃત્તાન્ત (૩) કવિતાનો છંદ.

**वृत्तान्त** પુ. ખબર; વૃત્તાન્ત.

**श्वस्** અ. આવતી કાલે.

**समपाठ** પુ. સહાધ્યાયી.

**सौम्य** વિ. સુંદર; મોહક. (૨) સાધુ; ભલો.

**स्तोत्र** ન. સ્તોત્ર; સ્તુતિ.

ધાતુઓ.

**ज्ञा** ( **ज्ञायते** સ. ભે. ) જાણવું.

**परि + त्रै** ૧. આ. બચાવવું; રક્ષણ કરવું.

**वि + हृ** ૧૦. પ. કાઢી નાંખવું.

**परि + पाल्** ૧૦. પ. પાલન કરવું; રક્ષવું; પોષવું.

**पृ** ( **पूर्यते.** સ. ભે. ) ભરવું.

**अभि + भू** ૧. પ. પરાભવ કરવો; હલ્લો કરવો.

**वण्ट्** ૧૦. પ. વ્હેંચવું; ભાગ પાડવા.

**वि + शास्** ( **विशिष्यते** સ. ભે. ) વિશેષ હોવું; ચઢી જવું.

**श्रु** ( **श्रूयते** સ. ભે. ) સાંભળવું.

---

# પાઠ ૧૮મો.

## अदस् અને इदम्

**अदस्** પુ. આ કે પેલું. — **अदस्** સ્ત્રી. આ કે પેલું.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | |
|---|---|---|---|---|---|---|
| **असौ** | **अमू** | **अमी** | **असौ** | **अमू** | **अमूः** | પ્ર. |
| **अमुम्** | ,, | **अमून्** | **अमूम्** | ,, | ,, | દ્વિ. |

× **इदम्** નાં વૈકલ્પિક રૂપો **एतद्** નાં જેવાંજ છે. બંનેનાં આ રૂપો અન્વાદેશ હોય ત્યારે (તેમનાં મુખ્ય રૂપો પહેલાંના વાક્યમાં વપરાયા પછી) વપરાય છે; જેમકે **अनेन व्याकरणमधीतम् । एनं काव्यमध्यापय ।** એ વ્યાકરણ શિખ્યો છે; એને કાવ્ય શિખવાડ. **एते निरपराधाः । एनान्मा ताडय ।** વગેરે. પાસેની વસ્તુ અથવા માણસ માટે **इदम्** વપરાય છે, અને એથી પણ વધારે પાસેનાના માટે **एतद्** વપરાય છે; **अदस्** દૂરની ચીજ કે વસ્તુ માટે વપરાય છે અને **तद्** ગેરહાજર માણસકે વસ્તુ માટે વાપરવામાં આવે છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| मुना | अमूभ्याम् | अमीभिः | अमुया | अमूभ्याम् | अमूभिः | तृ. |
| मुष्मै | ,, | अमीभ्यः | अमुष्यै | ,, | अमूभ्यः | च. |
| मुष्मात् | ,, | ,, | अमुष्याः | ,, | ,, | पं. |
| मुष्य | अमुयोः | अमीषाम् | ,, | अमुयोः | अमूषाम् | ष. |
| मुष्मिन् | ,, | अमीषु | अमुष्याम् | ,, | अमूषु | स. |

अदस् न.-अदः अमू अमूनि प्र. ने. द्वि. (બાકીનાં બધાં પુ. પ્રમાણે)

### इदम् પુ. આ.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | |
|---|---|---|---|
| अयम् | इमौ | इमे | પ્ર. |
| इमम्-एनम् | इमौ-एनौ | इमान्-एनान् | દ્વિ. |
| अनेन-एनेन | आभ्याम् | एभिः | તૃ. |
| अस्मै | ,, | एभ्यः | ચ. |
| अस्मात् | ,, | ,, | પં. |
| अस्य | अनयोः-एनयोः | एषाम् | ષ. |
| अस्मिन् | ,, ,, | एषु | સ. |

### इदम् સ્ત્રી.

| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | |
|---|---|---|---|
| इयम् | इमे | इमाः | પ્ર. |
| इमाम्-एनाम् | इमे-एने | इमाः-एनाः | દ્વિ. |
| अनया-एनया | आभ्याम् | आभिः | તૃ. |
| अस्यै | ,, | आभ्यः | ચ. |
| अस्याः | ,, | ,, | પં. |
| ,, | अनयोः-एनयोः | आसाम् | ષ. |
| अस्याम् | ,, ,, | आसु | સ. |

इदम् न.

| | | | | |
|---|---|---|---|---|
| इदम् | इमे | इमानि | प्र. | બાકીનાં પુ. |
| इदम्-एनद् | इमे-एने | इमानि-एनानि | द्वि. | પ્રમાણે. |

વાક્યો.

का तव कान्ता कस्ते पुत्रः संसारोऽयमतीव विचित्रः ।
कस्य त्वं वा कुत आयात स्तत्त्वं चिन्तय तदिदं भ्रातः ॥

(क) अमुना सारङ्गेण वयं दूरमाकृष्टाः । मह्यजाते पुत्रे नामधेयकरणम् । अन्ययं गिरिः प्रस्रवणः । किं नु खल्वेष वायसः शुष्कवृक्षमारुह्यादित्याभिमुखं विस्वरं विलपति । नारीं पृच्छामि नेन्दुम् । आम्रकलिकां दृष्ट्वोन्मत्तेयं परभृतिका । मातः संहर बाष्पवेगमधुना कस्यामनो रुद्यते । कस्येमाः कन्यकाः । अहो मधुरमासां दर्शनम् । हंस प्रयच्छ मे कान्तां गतिरस्या स्त्वया हृता । अमीषां प्राणानां कृते किं किं कष्टं नानुभवन्ति मानवाः । ऊषरेषु वृथा वृष्टिररण्ये रोदनं वृथा । कृतं किमेभिस्तव विप्रियं यदनिष्टमेषामसि कर्तुमुद्यतः । मामिकयं तनुर्नूनं सृष्टा दुःखाय लक्ष्मण । दाह्याभावान्न खेदाज्ज्वलन इव वने शाम्यति क्रोधवह्निः ।

(ख) धावन्त्यमी मृगजवाक्षमयेव रथ्याः । वत्स विरमास्मात्साहसात् । का हर्तुमिच्छति हरेः परिभूय दंष्ट्राम् । न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् । दृढं च पशुना हतो व्यसुरसौ कृतघ्नामुना । अलब्धे हि नृपतावकाले म्रियते जनः । अथवा कथं बाल एव म्रियेतायं ब्राह्मणकुमारः । सुष्ठु गीतमनया । दीयतामस्यै पारितोषिकम् । परिश्रान्ता चेयमार्या । तद्विश्रापयामि विश्राम्यतामिति । वैताना अमी [1]अग्नय स्त्वां पावयन्तु । वत्से

---

1. अमी શબ્દના અન્ત્ય ई ની એના પછીના સ્વર સાથે સંધિ થતી નથી.

[2]इमे [3]अपि प्रदेशे । न युक्तमनयोस्तत्रगन्तुम् । अयमेवासा ऋषिकुमारो यमहं ह्योऽपश्यम् ।

न संशयमनारुह्य नरो भद्राणि पश्यति ।
संशयं पुनरारुह्य यदि जीवति पश्यति ॥
विषादप्यमृतं ग्राह्यं बालादपि सुभाषितम् ।
अमित्रादपि सद्वृत्तममेध्यादपि काञ्चनम् ॥
अपूर्वः कोऽपि कोशोऽयं विद्यते नव भारति ।
व्ययतो वृद्धिमायाति क्षयमायाति संचयात् ॥

## શબ્દકોષ ૧૮.

**अमेध्य** ન. વિષ્ઠા; વિ. અપવિત્ર; યજ્ઞને માટે અયોગ્ય.

**आकृष्ट** ભૂ. કૃ. ખેંચેલું; ખેંચાએલું.

**आदित्याभिमुखम्** અ સૂર્ય તરફ જોઇને. ( **आदित्य** પુ. સૂર્ય. **अभिमुखम्** અ. સહામે.)

**आम्रकलिका** સ્ત્રી. આંબાનો મોર. ( **आम्रस्य कलिका** સ્ત્રી. કળી. )

**उद्यत** ભૂ. કૃ. તૈયાર; તત્પર. ( **यम्** ૧. પ. **यच्छति** કાબુમાં રાખવું. **उद् + यम्** ૧. આ. ઉંચું કરવું; (૨) તૈયાર થવું.

**उन्मत्त** ભૂ કૃ. ઉન્મત્ત ( **उद् + मद्** ૪. પ. **उन्माद्यति** ઉન્મત્ત થવું. )

**उषर** પુ., **ऊषर** પુ ન. ખારી, ઉસવાળી જમીન; પાક ન થાય તેવી જમીન.

---

૨. સંબોધનનો અન્ત્ય સ્વર એના પછીના સ્વર સાથે બહુધા જોડાતો નથી; ક્વચિત્ જોડાય પણ છે.

૩. શબ્દના દ્વિવચનને છેડે **ई, ऊ** કે **ए** આવ્યો હોય તો પછીના સ્વર સાથે એની સંધિ થતી નથી; જેમકે **पाणी + अस्यतः = पाणी अस्यतः; मोदेते + अर्भकौ = मोदेते अर्भकौ; साधू + उपदिशतः = साधू उपदिशतः** ( **ईदूदेद्द्विवचनं प्रगृह्यम् ।** )

**कान्ता** સ્ત્રી. સ્ત્રી.
**कोश ( ष )** પુ. ન. ખજાનો; ભંડાર.
**क्रोधवह्नि** પુ. ક્રોધરૂપી અગ્નિ.
**खेद** પુ. ખેદ; દિલગીરી; (૨) થાક.
**ग्राह्य** વિ. ભૂ. કૃ. ગ્રહણ કરવા યોગ્ય.
**ज्वलन** પુ અગ્નિ. ન. બળવું તે.
**दाह्याभाव** પુ. બાળવાની ચીજનો અભાવ.
**नामधेयकरण** ન. નામકરણ સંસ્કાર. ( **नामधेयस्य** નામ **करणम्** ).
**नूनम्** અ. ખરેખર.
**परिश्रान्त** ભૂ. કૃ. થાકેલો.
**पारितोषिक** ન. ઇનામ; ભેટ.
**प्रदेय** વિ. ભૂ. કૃ. આપવા જેવી; પરણાવવા યોગ્ય.
**प्रस्रवण** પુ. પર્વતનું નામ છે.
**प्राप्य** પ્રાપ્ત કરીને; મેળવીને.
**बाष्पवेग** પુ. આંસુનો વેગ. ( **बाष्प** પુ. ન. આંસુ. )
**भद्र** ન. સુખ; કલ્યાણ. વિ. સારો; ભલો. (સંબોધન.)
**भारती** સ્ત્રી. વાણી; (૨) સરસ્વતી.
**मामिक** વિ. મારૂં.
**मृगजवाक्षमा** સ્ત્રી. હરણના વેગની હરિફાઇ, અદેખાઇ; ( **मृगस्य जवस्य** પુ. ઝડપ **अक्षमा** અદેખાઈ )
**रथ्य** પુ. ઘોડો. **रोदन** ન. રડવું તે.
**वायस** પુ. કાગડો. **विस्वरम्** અ. કઠોર અવાજથી. :
**वैतान** વિ. પવિત્ર; યજ્ઞ સંબંધી.
**व्ययतः** અ. વ્યય કરવાથી; વાપરવાથી. ( **तस्** એ સાર્વવૈભક્તિક પ્રત્યય છે; પણ ઘણુંખરૂં એ પંચમીના અર્થમાં વપરાય છે; એ લાગવાથી મૂળ શબ્દ અવ્યય થાય છે. )
**व्यसु** વિ. પ્રાણરહિત; મરણ પામેલો. ( **विगताः असवः** પ્રાણ **यस्य** )
**संशय** પુ. શંકા; (૨) જોખમ. ( **संशयं आरुह्** જોખમ ખેડવું; સંકટ વ્હોરવું. )
**संचय** પુ. સંચય; સંગ્રહ.
**सारङ्ग** પુ. હરણ ( ચિત્રવિચિત્ર )
**साहस** ન. સાહસ. **सुष्ठु** અ. સારી રીતે.

**सृष्ट** ભૂ. કૃ. સરજાએલું.
**हत** ભૂ. કૃ. હણાએલું.
**हरि** પુ સિંહ. **ह्र्** અ. ગઇ કાલે.

ધાતુઓ.

**पाव्** ૧૦. પ. પાવન કરવું; પવિત્ર કરવું (**पव** પુ. પવન; (૨) પવિત્ર કરવું તે )
**वि + रम** ૧. પ. અટકવું; થોભવું. ( પંચમી સાથે. )
**रुद्** સ. બે. (**रुद्यते**) રડવું.
**लप्** ૧ પ. લપલપ કરવું; બોલવું.
**वि + लप्** વિલાપ કરવો; રડવું; અવાજ કરવો.
**उद् + विज्** ૧. ઉ. ઉદ્વેગ કરવો; દિલગીર થવું.
**वि + ज्ञाप्** ૧૦. પ. વિનંતિ કરવી; કહેવું. (પ્રે.)
**प्र + हृष्** ૧ ૪. પ. હર્ષ થવો; આનંદ પામવો.

---

# પાઠ ૧૯મો.

## વ્યંજનાન્ત શબ્દો.

અત્યાર સુધી આપણે વિભક્તિવાચક પ્રત્યયોના જ્ઞાન વગર ચલાવી લીધું; પણ હવે એ પ્રત્યયો જાણવાની જરૂર છે. વ્યંજનાન્ત શબ્દોને વિભક્તિના પ્રત્યયો લાગતાં એમના અન્ત્યાક્ષર અને પ્રત્યયોના આદ્યાક્ષરની માત્ર સંધિ થઈ રૂપ તૈયાર થાય છે. પણ કેટલાંક વ્યંજનાન્ત નામો ને વિશેષણોની પ્રકૃતિમાં આ પ્રત્યયો લાગતાં કેટલોક ફેરફાર થાય છે. અહીંઆં પણ સરખા અન્ત્યાક્ષરવાળા શબ્દો તદન એક સરખા રીતેજ ચલાવવામાં આવે છે.

વિભક્તિવાચક પ્રત્યયો.

| (પુ. ને સ્ત્રી.) | | | ÷मरुत् પુ. પવન. | | |
|---|---|---|---|---|---|
| એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
| પ્ર. स् | औ | अस् | [1]मरुत् (द्) | मरुतौ | मरुतः |
| દ્વિ. अम् | औ | अस् | मरुतम् | ,, | ,, |
| તૃ. आ | भ्याम् | भिस् | मरुता | मरुद्भ्याम् | मरुद्भिः |
| ચ. ए | भ्याम् | भ्यस् | मरुते | ,, | मरुद्भ्यः |
| પં. अस् | भ्याम् | भ्यस् | मरुतः | ,, | ,, |
| ષ. अस् | ओस् | आम् | ,, | मरुतोः | मरुताम् |
| સ. इ | ओस् | सु | मरुति | ,, | मरुत्सु |
| સં. स् | औ | अस् | मरुत् | मरुतौ | मरुतः |

भूभृत् પુ. (રાજા), सरित् સ્ત્રી. (નદી) हरित् વિ. લીલું. (પુ. સ્ત્રી.) વગેરે શબ્દો मरुत् પ્રમાણે ચલાવવામાં આવે છે.

---

÷ સ્વરથી શરૂ થતા પ્રત્યય પહેલાં અન્ત્ય વ્યંજન એમનું એમજ રહે છે; વ્યંજનથી શરૂ થતા પ્રત્યય પહેલાં એમાં સંધિ નિયમાનુસાર ફેરફાર થાય છે.

૧ પદાન્તે એક કરતાં વધારે વ્યંજનો હોય તો એમાંનું પહેલુંજ કાયમ રહે છે, અને બાકીનાં બધાં ઉડી જાય છે; જેમકે, मरुत् + स् = मरुत्स् = मरुत् (संयोगान्तस्य लोपः) અનુનાસિક શિવાયનું કોઈ પણ સ્પર્શ વ્યંજન શબ્દને છેડે આવે તો એને બદલે એના વર્ગનું પહેલું કે બીજું વ્યંજન વિકલ્પે મૂકાય છે; જેમકે મरुत् द्; वाक्-ग् વગેરે. અન્ત્ય ष् ને બદલે ट् કે ड् મૂકાય છે; જેમકે प्रावृट्-ड्.

| ન. લિંગ. ના પ્રત્યયો. | | | | વિયત્ ન. આકાશ. | | |
|---|---|---|---|---|---|---|
| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
| પ્ર. દ્વિ. સં. | ० | ई | इ | वियत् (द्) | वियती | वियन्ति* |
| | | | | બાકીનાં બધાં રૂપ महत् પ્રમાણે. | | |

जगत् ન. ( જગત ) शकृत् ન. ( વિષ્ટા ) हरित् ન. વગેરે ન. શબ્દો वियत् પ્રમાણે ચાલે છે.

थ्, द्, ध्, प् કે भ् છેડે હોય એવા પુ. અને સ્ત્રી. શબ્દો महत् પ્રમાણે અને ન. શબ્દો वियत् પ્રમાણે ચલાવવામાં આવે છે નમુના માટે ककुभ् સ્ત્રી. ( દિશા ) વગેરેનાં રૂપ નીચે આપ્યાં છે:—

ककुप्–ब्, ककुभौ, ककुभः । ककुभम्, ककुभौ, ककुभः । ककुभा, ककुब्भ्याम्, ककुब्भिः । ककुभे, ककुब्भ्याम्, ककुब्भ्यः । ककुभः, ककुब्भ्याम्, ककुब्भ्यः । ककुभः, ककुभोः ककुभाम् । ककुभि, ककुभोः, ककुप्सु । ककुप्–ब्, ककुभौ, ककुभः ।

समिध् સ્ત્રી. (સમિધ) समित् (द्), समिधौ, समिधः । समिधम्, समिधौ, समिधः । समिधा, समिद्भ्याम्, समिद्भिः । समिधे समिद्भ्याम्, समिद्भ्यः । समिधः.. વગેરે । समिधः, समिधोः, समिधाम् । समिधि, समिधोः, समित्सु । समित्–द्, समिधौ, समिधः ।

च्, ज् અને श् કારાન્ત શબ્દો

वाच् સ્ત્રી. ૧. वाक्–ग्, वाचौ, वाचः । वाचम्, वाचौ, वाचः । वाचा,

---

* અનુનાસિક તથા અર્ધસ્વર વગરના અન્ત્ય વ્યંજનની પહેલાં ન. ના બહુવચનની इ લગાડતાં न् ઉમેરાય છે; જેમકે वियन्ति; जगन्ति; વગેરે.

[1]वाग्भ्याम्, वाग्भिः। वाचे, वाग्भ्याम्, वाग्भ्यः। वाचः, वाग्भ्याम्, वाग्भ्यः। वाचः, वाचोः, वाचाम्। वाचि, वाचोः, [2]वाक्षु। वाक्-ग्, वाचौ, वाचः। च्‌કારાન્ત પુ. ને સ્ત્રી. આમ वाच् પ્રમાણે.

भिषज् પુ भिषक्-ग्, भिषजौ, भिषजः। भिषजम्, भिषजौ, भिषजः। भिषजा, भिषग्भ्याम्, भिषग्भिः। भिषजे, भिषग्भ्याम्, भिषग्भ्यः। भिषजः, भिषग्भ्याम्, भिषग्भ्यः। भिषजः, भिषजाम्। भिषजि, भिषजोः, भिषक्षु। भिषक्-ग्, भिषजौ, भिषजः। ज् કારાન્ત પુ ને સ્ત્રી भिषज् પ્રમાણે

[3] दिश् સ્ત્રી. दिक्-ग्, दिशौ, दिशः। दिशम्, दिशौ, दिशः। दिशा, दिग्भ्याम्, दिग्भिः વગેરે.। श् કારાન્ત પુ સ્ત્રી दिश् પ્રમાણે.

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः प्रारभ्य विघ्ननिहता विरमन्ति मध्याः।
विघ्नैर्मुहुर्मुहुरपि प्रतिहन्यमानाः प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥

---

૧ च् કે ज् પછી કોઈ અઘોષ વ્યંજન આવે તો च् કે ज् નો क् અને અર્ધસ્વર કે અનુનાસિક શિવાયનું ઘોષ વ્યંજન આવે તો ग् થાય છે; જેમકે, वच् + ति = वक्ति; वाक् + भ्याम् = वाग्भ्याम्; તેમજ स्रग्भ्याम्; भिषग्भ्यः વગેરે. શબ્દને છેડે च् કે ज् આવે તો તેને બદલે क् કે ग् મૂકાય છે.

૨ જો પ્રત્યય કે આદેશના स ની પહેલાં (એકજ શબ્દમાં) अ કે आ વગરનો કોઈ સ્વર, क વર્ગ નો કોઈ અક્ષર, અથવા र् કે ल् આવે તો ઘણુંકરીને स् નો ष् થાય છે; જેમકે वाक् + सु = वाक्षु.

૩ श् કારાન્ત નામ કે વિશેષણના અન્ત્ય श् નો અઘોષ વ્યંજનથી શરૂ થતા પ્રત્યય પૂર્વે क् અને ઘોષ વ્યંજનથી શરૂ થતા પ્રત્યય પૂર્વે ग् થાય છે. પ્ર. એ. વ. માં क् કે ग् મૂકાય છે.

**(क) प्रथमं मेघराजि+ दृश्यते पश्चाद्विद्युल्लता । स सुहृद् व्यसने यःस्यात् । सर्वेषामेव पर्याप्तो राक्षसानामहं युधि । एते शीघ्रवेगा+ मृगगणाः+ शरदम्बरे मेघजालमिव भान्ति । यस्यां**

+ આ બધા સમાસના દાખલા છે. એક કરતાં વધારે પદો ભેગાં થઈ એક અર્થ ઉત્પન્ન કરે તેને **સમાસ** કહે છે. ફાવે તેમ શબ્દો ભેગા કરી સમાસ બનાવી શકાય નહીં. એને માટે સંસ્કૃત વ્યાકરણ ગ્રંથોમાં ઘણા સૂક્ષ્મ નિયમો છે. મુખ્ય સમાસ ચાર જાતના છેઃ—(૧) **द्वन्द्व**—જેમાં બે કે વધારે શબ્દ એકઠા થઈ એ બધાનો અર્થ પ્રધાન રહે તે ( **उभयपदार्थप्रधानः** ). બે શબ્દ એકઠા મળ્યા હોય તો સમાસ દ્વિવચનમાં અને બેથી વધારે એકઠા મળ્યા હોય તો બહુવચનમાં વપરાય છે. થોડા સ્વરવાળો શબ્દ પહેલો મૂકાય છે; ભાઈઓનાં નામ જન્મને અનુક્રમે મૂકાય છે. છેલ્લા શબ્દની જાતિ ને આખા સમાસની જાતિ કહેવાય છે—**रामलक्ष्मणौ; युधिष्ठिरभीमार्जुनाः; पार्वतीपरमेश्वरौ** વગેરે **द्वन्द्व** છે **द्वन्द्व** સમાસનાં પદો છૂટાં પાડીએ તો એ **च** થી જોડી શકાય છે; જેમકે **पार्वतीपरमेश्वरौ = पार्वती च परमेश्वरश्च** । (૨) **तत्पुरुष**—જે સમાસમાં પહેલો શબ્દ બીજા જોડે પ્રથમાથી સપ્તમી સુધીની કોઈ વિભક્તિના સંબંધથી જોડાએલો હોય તે. એમાં પહેલો શબ્દ બીજાનો અર્થ ચોક્કસ કરે છે, એટલે એમાં છેલ્લા પદનો અર્થ પ્રધાન હોય છે ( **उत्तरपदार्थप्रधानः** ). જેમકે **विघ्नभयम् = विघ्नाद् भयम्** ( **पं. त.** ); **मेघराजिः = मेघानां राजिः** ( **ष. त** ) વગેરે (આ) જેમાં પહેલો શબ્દ વિશેષણ ને બીજો વિશેષ્ય હોય તે પણ **तत्पुरुष** સમાસજ છે; આવા સમાસને **कर्मधारय** કહે છે; જેમકે **उत्तमजनाः ( उत्तमाःजनाः )**. (ઇ) પૂર્વપદ સંખ્યાવાચક વિશેષણ હોય તો તેવા **कर्मधारय** સમાસને **द्विगु** કહે છે. **द्विगु** ઘણુંખરૂં નપુંસકલિંગ અને એકવચનમાં વપરાય છે અને સમાહાર-સમૂહ-જથ્થો બતાવે છે; જેમકે **पञ्चरात्रम् ( पञ्चानां रात्रीणां समाहारः ) (ઈ) अब्राह्मणः ( न ब्राह्मणः )** 'બ્રાહ્મણ નહીં તે,' જેવા સમાસ **नञ्तत्पु-**

पण्डिता न सन्ति सा परिषत् । ज्ञायते कतमेन दिग्भागेन गतः स जाल्म इति । न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति । अयं स बलभिदो मित्रं दुष्यन्तः । कोऽन्यो हुतवहाद्दग्धुं प्रभवति । कस्यागमः केवलजीविकैव तं ज्ञानपण्यं वणिजं वदन्ति । विशेषतः सर्वविदां समाजे विभूषणं मौनमपण्डितानाम् । विपश्चितां वृन्दं वन्दे । चित्ते वाचि क्रियायां च साधूनामेकरूपता । मालतीमाला दृशं हरति । तृणं ब्रह्मविदः स्वर्गो निस्पृहस्य तृणं जगत् । न मौनेन न्यूना भवति गुणभाजां गुणगणः । जगति सकले कस्याप्तिः सुखस्य निरन्तरम् । रामो धर्मभृतां वरः ।

(ख) जगतः पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ । पश्याम्यहं जगत्सर्वं न मां पश्यति कश्चन । प्रायो गच्छति यत्र भाग्यरहितस्तत्रैव यान्त्यापदः । पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं

---

रूप કહેવાય છે. (૩) बहुव्रीहि—જેમાં પહેલું પદ વિશેષણ, બીજું વિશેષ્ય અને આખો સમાસ કોઇ ત્રીજા શબ્દનું વિશેષણ હોય તે ( अन्यपदार्थप्रधानः ). બ. વ્રી. સમાસ છોડવવામાં यद् ની પ્રથમા શિવાયની કોઇ વિભક્તિનો ઉપયોગ કરવો પડે છે; જેમકે चक्रपाणि विष्णुः (चक्रं पाणौ यस्य सः ) (આ) सकृष्णो बलरामः ( कृष्णेन सहितः ) આવા સમાસ सह ब. व्री. કહેવાય છે. એમાં स ની માફક सह પણ વપરાય છે; જેમકે सहलक्ष्मणो रामः । (૪) अव्ययीभाव—જેનું પૂર્વપદ અવ્યય હોય અને આખો સમાસ પણ અવ્યય તરીકે વપરાય તે ( पूर्वपदार्थप्रधानः ). જેમકે, प्रतिदिनम् ( दिने दिने ); यथाविधि ( विधिमनतिक्रम्य ).

ब. व्री. અને क. धा. બંનેમાં પહેલું પદ વિશેષણ ને બીજું વિશેષ્ય હોય છે; પણ જ્યાં ब. व्री. એ આખો સમાસ વિશેષણ તરીકે તરીકે વપરાય છે ત્યારે क. धा. નામ તરીકે વપરાય છે.

जगत् । सखि वासन्ति दुःखायैव सुहृदामिदानीं रामदर्शनम् । वाचि वीर्यं द्विजातीनाम् । उद्यानाद्यदृच्छया निपतितानि विकसितानि कुसुमान्यादाय स्रजमभिनिर्मातुमारभत । सोद्योगं नरं सर्वाः संपदः स्वयमेवायान्ति । आपत्स्वपि न मुह्यन्ति नराः पण्डित-बुद्धयः । रामो द्विर्नाभिभाषते ।

आपदामपहर्तारं दातारं सर्वसम्पदाम् ।
लोकाभिरामं श्रीरामं भूयो भूयो नमाम्यहम् ॥

भर्जनं भवबीजानामर्जनं सुखसंपदाम् ।
तर्जनं यमदूतानां राम रामेति गर्जनम् ॥

पृथिव्यां त्रीणि रत्नानि जलमन्नं सुभाषितम् ।
मूढैः पाषाणखण्डेषु रत्नसंज्ञा विधीयते ॥

लौकिकानां हि साधूनामर्थं वागनुवर्तते ।
ऋषीणां पुनराद्यानां वाचमर्थोऽनुधावति ॥

अर्थमनर्थं भावय नित्यं नास्ति ततः सुखलेशः सत्यम् ।
पुत्रादपि धनभाजां भीतिः सर्वत्रैषा विहिता रीतिः ॥
का धर्मो भूतदया किं सौख्यमरोगिता जगति जन्तोः ।
कः स्नेहः सद्भावः किं पाण्डित्यं परिच्छेदः ॥

શબ્દકોષ ૧૯.

अपहर्तृ પુ. ન. દૂર કરનાર.
अभिनिर्मातुम् બનાવવાને.
अर्जन ન. મેળવવું તે; પ્રાપ્તિ.
अवाप्ति સ્ત્રી. પ્રાપ્તિ.
आगम પુ. વિદ્યા; જ્ઞાન. (૨) વેદ. (૩) પ્રાપ્તિ.
आदाय લઈને.
आपद् સ્ત્રી. આપત્તિ.
उन्मत्तभूत વિ. ઉન્મત્ત થએલું.
एकरूपता સ્ત્રી. સમાનતા; એકરૂપતા.
कतम વિ. કયું.

**कल्याणकृत्** વિ. શુભ કૃત્ય કરનાર.

**केवल** વિ. માત્ર; ફક્ત.

**गर्जन** ન. ગર્જના કરવી તે.

**गुणभाज्** વિ. ગુણવાળો.

**जगत्** ન. જગત. **जाल्म** પુ. લુચ્ચા; હરામખોર.

**जीविका** સ્ત્રી આજીવિકા.

**ज्ञानपण्य** વિ. જ્ઞાનનો વિક્રય કરનાર. ( **ज्ञानं पण्यं यस्य** ) **पण्य** ન. વેચવાનો માલ; (૨) કિંમત.

**तर्जन** ન. ભિરૂડાવવું, ધમકાવવું તે; ધમકી.

**तात** પુ. બાપ; (૨) વત્સ. (વ્હાલ બતાવનાર સંબોધનવાચક શબ્દ છે.)

**तृण** ન. તરણું; ઘાસ.

**त्रीणि** ન. ત્રણ. ( **त्रि**-ત્રણનું ન. બહુવચન. )

**दग्धुम्** બાળવાને. **दुर्गति** સ્ત્રી. દુર્ગતિ.

**दृश्** સ્ત્રી. દૃષ્ટિ; નજર. (૨) આંખ.

**द्विजाति** પુ. બ્રાહ્મણ; (૨) દ્વિજ; બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય.

**द्विः** અ. બેવાર. **धनभाज्** વિ. ધનવાન.

**धर्मभृत्** વિ. ધાર્મિક.

**निरन्तरम्** અ નિરંતર; હંમેશાં; અટકયા વગર. વિ. ઘાડું; વચમાં ખાલી જગ્યા વગરનું.

**निस्पृह** વિ. નિસ્પૃહ; ઇચ્છા વગરનો (**नास्ति स्पृहा यस्य**)

**पण्डितबुद्धि** વિ. ડાહ્યો; બુદ્ધિશાળી. ( **पण्डिता बुद्धिर्यस्य** )

**परिच्छेद** પુ. નિશ્ચિત જ્ઞાન.

**परिषद्** સ્ત્રી. સભા. પરિષદ.

**पर्याप्त** વિ પૂરતું. (૨) સમર્થ.

**पाषाणखण्ड** પુ. ન. કાંકરો; પથ્થર. ( **पाषाण** પુ. પત્થર; **खण्ड** પુ. ન. કટકો )

**प्रतिहन्यमान** વ. કૃ. ( સ. ભે. ) પછડાતો; અટકાતો.

**प्रमादमदिरा** સ્ત્રી. પ્રમાદરૂપી દારૂ.

**प्रारब्ध** ભૂ. કૃ. આરંભાએલું.

**बलभिद्** પુ ઇન્દ્ર; બલનામના રાક્ષસને મારનાર.

**ब्रह्मविद्** પુ. બ્રહ્મને જાણનાર; બ્રહ્મજ્ઞાની.

**भर्जन** ન. શેકી નાખવું તે. ( **भ्रस्ज्** ૬. ઉ. **भृज्जति** તળવું; શેકવું. )

**भवबीज** ન. સંસારનું બીજ.

**मेघराजि** સ્ત્રી. વાદળાંની હાર ( **राजि** સ્ત્રી. હાર; પંક્તિ. )

**मोहमय** વિ. અજ્ઞાનથી ભરપૂર ( સ્ત્રી. ० **मयी. मय** એ પૂર્ણતા વાચક પ્રત્યય છે. )

**यदृच्छया** અ. દૈવવશાત્; દૈવયોગથી.

**युध्** સ્ત્રી. લડાઈ; યુદ્ધ.

**रत्नसंज्ञा** સ્ત્રી. રત્ન એવું નામ. ( **संज्ञा** સ્ત્રી. નામ. )

**लेश** પુ. લેશ; અંશ.

**लोकाभिराम** વિ. લોકાને સુખ આપનાર; લોકાને પ્રિય. ( **अभिराम** વિ. પ્રિય; સુંદર. )

**लौकिक** વિ. સામાન્ય (૨) દુનિયાદારી.

**लौकिकज्ञ** વિ. વ્યવહાર કુશળ.

**वणिज्** પુ. વેપારી; વાણીયો.

**वाच्** સ્ત્રી શબ્દ; વાણી; ભાષા.

**विघ्न** પુ. વિઘ્ન; અડચણ.

**विघ्ननिहत** વિ. વિઘ્નોથી પછાડાએલાં; માર ખાધેલા. ( **विघ्नैः निहत** )

**विद्युत्** સ્ત્રી. વિજળી. **विद्युल्लता** સ્ત્રી. સર્પાકાર વિજળી; વિજળીની ઝબુક.

**विपश्चित्** પુ. વિદ્વાન; ડાહ્યો માણસ.

**विहित** ભૂ. કૃ. નિર્માણ કરેલું; (૨) આપેલું. (૩) શાસ્ત્રોક્ત; યોગ્ય.

**वीर्य** ન. બળ; વીર્ય. **वृन्द** ન. સમૂહ.

**शरद्** સ્ત્રી. શરદ ઋતુ. **संपद्** સ્ત્રી. સંપત્તિ.

**सर्वविद्** વિ. બધું જાણનાર.

**सुभाषित** ન. સુભાષિત; સારું વચન.

**सुहृद्** પુ. મિત્ર **सोद्योग** વિ. ઉદ્યમી ( **उद्योगेन सहितः** )

**सौख्य** ન. સુખ. **स्रज्** સ્ત્રી. માળા.

**हुतवह** પુ. અગ્નિ.

ધાતુઓ.

**ज्ञा** સ. બે. ( **ज्ञायते** ) જાણવું

वि + धा સ. ભે. (विधीयते) કરવું.

अनु + धाव् ૧. ઉ. અનુસરવું; પાછળ દોડવું.

भाव् ૧૦. પ. સ્હમજવું; માનવું. (भू. નું પ્રે.)

प्र + भू ૧. પ. ઉત્પન્ન થવું; (૨) સમર્થ હોવું. (હેત્વર્થ૦ કે ષષ્ઠી સાથે.)



## પાઠ ૨૦મો.

### मत्, वत् ને यत् અન્તવાળા શબ્દો.

#### વર્તમાનકૃદન્ત.

(પુ. ને ન.)

धीमत् પુ. બુદ્ધિશાળી. गुणवत् પુ. ગુણવાન.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|
| પ્ર. | धीमान् | धीमन्तौ | धीमन्तः | गुणवान् | गुणवन्तौ | गुणवन्तः |
| દ્વિ. | धीमन्तम् | ,, | धीमतः | गुणवन्तम् | ,, | गुणवतः |
| + | + | + | + | + | + | + |
| સં. | धीमन् | धीमन्तौ | धीमन्तः | गुणवन् | गुणवन्तौ | गुणवन्तः |

વચલાં તૃ થી સ. સુધીનાં રૂપ मरुत् પુ. પ્રમાણે ચાલે છે. ન. લિંગમાં આ શબ્દો वियत् ન. પ્રમાણે ચાલે છે, कियत् કેટલું; इयत् આટલું, भवत् (આ.પ) વગેરે શબ્દો પણ धीमत् પ્રમાણે ચાલે છે.

मत्, वत्, यत् વગેરે અન્તવાળાં વિશેષણોનું સ્ત્રીલિંગ અંગ એમાં ई ઉમેરવાથી થાય છે; જેમકે भवत्--સ્ત્રી भवती; आयुष्मत्—સ્ત્રી. आयुष्मती; વગેરે. અને પછીથી તેઓ नदी પ્રમાણે ચલાવવામાં આવે છે.

महत् (મોટું) નાં પહેલાં પાંચ પુ. નાં રૂપો महान्, महान्तौ, महान्तः। महान्तम्, महान्तौ એ પ્રમાણે થાય છે. બાકીનાં નિયમિત धीमत् પ્રમાણે થાય છે.

**महत्** ન. (પ્ર. દ્વિ સં.) **महत्, महती, महान्ति** । બાકીનાં રૂપ પુ પ્રમાણે.

**बृहत्** વિ. (મોટું) ને **पृषत्** પુ. (હરણ) ન. (પાણીનું ટીપું)–એમનું પુ (પ્ર એ. વ.) અનુક્રમે **बृहन्** ને **पृषन्** થાય છે; બાકીનાં પુ. નાં રૂપ નિયમિત **धीमत्** પુ. પ્રમાણે થાય છે ન. લિંગમાં તેઓ **विपत्** ન. પ્રમાણે ચાલે છે. **महत्**—સ્ત્રી. **महती**; **बृहत्**—સ્ત્રી. **बृहती**; **पृषत्**–સ્ત્રી. **पृषती**—**नदी** પ્રમાણે.

**ब. વર્તમાનકૃદન્ત.**

* કોઇ પણ ધાતુનું વર્ત૦ કૃ૦ કરવું હોય તો પ્રથમ ધાતુમાં વિકરણ પ્રત્યય ઉમેરવો અને પછી **अ**કારાન્ત અંગ હોય તો પરસ્મૈ ધાતુને **अत्** (પા. ૮ નિ. ૩ જુઓ) અને આત્મ૦ ધાતુને (અથવા સહ્યભેદમાં) **मान** પ્રત્યય લગાડવો; પણ જો અંગ **अ**કારાન્ત ન હોય તો પરસ્મૈ૦ ધાતુને **अत्** તથા આત્મને૦ ધાતુને **आन** પ્રત્યય લગાડવો જેમકે **गम्**–**गच्छत्**; **नश्**–**नश्यत्**; **वृध्**—**वर्धमान** વગેરે. તેમજ **स्मृ**—**स्मरत्** (ભૂ. ભે.) **स्मर्यमाण** (સ. ભે.) **अस्** હોવું—**सत्** (ભૂ ભે. અનિયમિત) **भूयमान** (સ. ભે.); વગેરે.

પુ. માં વર્ત૦ કૃ૦ **धीमत्** પુ. પ્રમાણે ચલાવવામાં આવે છે: માત્ર પ્રથમા એ. વ. નું રૂપ **त्** નો **न्** કરવાથી થાય છે; જેમકે **गच्छत्**—**गच्छन्, गच्छन्तौ, गच्छन्तः** વગેરે.

પરસ્મૈ૦ ધાતુના વર્ત૦ કૃ૦ નું સ્ત્રીલિંગ અંગ બનાવવું હોય તો એમાં **ई** ઉમેરવામાં આવે છે. આ **ई** પહેલાં પહેલા, ચોથા અને

---

* ધાતુ પરસ્મૈ૦ હોય ત્યારે એનું વર્ત૦ ત્રી. પુ. બ. વ. નું રૂપ લેવું અને તેમાંથી **न्** ને **इ** (જ્યાં **न्** ન હોય ત્યાં એકલી **इ**) કાઢી નાંખવાં એટલે એનું વર્તમાન કૃદન્તનું અંગ તૈયાર થશે; જેમકે **पा** ૨. ૫. = **पा न् त् इ** = **पात्**.

દશમા ગણના ધાતુના વર્ત૦ કૃ૦ ના અન્ત્ય **त्** પહેલાં **न्** મૂકવામાં આવે છે; જેમકે, **गच्छत्**—સ્ત્રી **गच्छन्ती**; તેમજ **चोरयन्ती**; **नश्यन्ती** વગેરે. જો ધાતુ છઠ્ઠા ગણનો કે બીજા ગણનો **आ**કારાન્ત હોય તો આ **न्** વિકલ્પે મૂકાય છે; જેમકે **विशत्**—સ્ત્રી. **विशती** કે **विशन्ती**; **पात्**—સ્ત્રી. **पाती** કે **पान्ती** વગેરે. પણ **सत्** નું સ્ત્રી. **सती**. આ શબ્દો પછી **नदी** પ્રમાણે ચલાવાય છે.

ન. લિંગમાં આ કૃદન્તો **वियत्** પ્રમાણે ચાલે છે; પણ એમનું પ્ર. દ્વિ. ને સં. દ્વિવચનનું રૂપ એમના સ્ત્રી. અંગ જેવું થાય છે–એટલે કે એમાં ચોથા, દશમા ને પહેલા ગણના ધાતુમાં અવશ્ય અને છઠ્ઠા તથા બીજા ગણના **आ**કારાન્ત ધાતુમાં વિકલ્પે **न्** મૂકવામાં આવે છે. જેમકે,

| | | | | |
|---|---|---|---|---|
| **गच्छत्** | ન. **गच्छत्**, | **गच्छन्ती**, | **गच्छन्ति** | પ્ર. દ્વિ. સં. |
| **विशत्** | ન. **विशत्**, | **विशती** કે **विशन्ती**, | **विशन्ति** | બાકીનાં પુ. |
| **पात्** | ન. **पात्**, | **पाती** કે **पान्ती**, | **पान्ति** | પ્રમાણે. |

સંસ્કૃતમાં વર્ત૦ કૃ૦. ઘણુંકરીને વિશેષણ તરીકે વપરાય છે, એટલે કે જે નામ કે સર્વનામનો તે ગુણ બતાવે તે નામ કે સર્વનામની જાતિ, વિભક્તિ ને વચન તે લે છે. બે ક્રિયાઓ એકી સાથે થઇ હોય કે થતી હોય ત્યારે તેમાંની એક બતાવવા માટે વર્ત૦ કૃ૦ વપરાય છે; બીજી ક્રિયા ક્રિયાપદથી બતાવાય છે; જેમકે, **वृक्षात्पतन्तं पुरुषमपश्यम्** । મેં ઝાડપરથી પડતો માણસ જોયો. અહીઆં 'પડવાની' અને 'જોવાની' એમ બે ક્રિયાઓ છે.

એક ક્રિયા ચાલુ હોય ત્યારે અથવા એ પૂરી થઈ રહ્યા પછી બીજી ક્રિયા થઈ એમ કહેવું હોય ત્યારે પહેલી ક્રિયા બતાવનારા કૃદન્તની તથા એના વિશેષ્યની સાતમી વપરાય છે. આ પ્રયોગને **સતિસપ્તમી** કહે છે. સતિસપ્તમી એ ક્રિયાપદે બતાવેલી ક્રિયા કયી પરિસ્થિતિમાં કે કયે વખતે થઇ હતી તે બતાવે છે. એનું ભાષાન્તર 'જ્યારે,' 'પછી' વગેરે શબ્દોથી થાય છે. જેમકે **सूर्येऽस्तं गते तारका आविरभवन्** સૂર્યનો અસ્ત થયો

ત્યારે તારાઓ દેખાવા લાગ્યા. **पितरि जीवति पुत्रस्य का चिन्ता ।** પિતા જીવતા હોય ત્યારે પુત્રને શી ચિન્તા હોય ! વગેરે. સતિસપ્તમી પછી **एव** મૂકવામાં આવે ત્યારે એનો અર્થ "આમ થયું કે તરતજ" એવો થાય છે. જેમકે **गृहं प्रविष्ट एव तस्मिन् बालका स्तस्य स्कन्धमारोहन् ।** તે ઘરમાં પેઠો કે તરતજ બાળકો એને ખભે ચઢી ગયાં.

એક ક્રિયા ચાલુ હોય ત્યારે બીજી ક્રિયા થઇ એમ કહેવું હોય ત્યારે (ખાસ કરીને અનાદર બતાવવો હોય ત્યારે) પહેલી ક્રિયા બતાવનાર કૃદન્તની તથા એના વિશેષ્યની ષષ્ઠી વપરાય છે. આ પ્રયોગને **અનાદરાર્થે ષષ્ઠી** કે **સતઃષષ્ઠી** કહે છે. એનું ભાષાન્તર 'જોકે—ને છતાં' વગેરે શબ્દોથી થાય છે; જેમકે **नन्दाः पशव इव हताः पश्यतो राक्षसस्य ।** રાક્ષસ જોતો હતો તે છતાં નન્દો પશુઓની માફક હણાયા; વગેરે.

### વાક્યો.

**तृणानि नोन्मूलयति प्रभञ्जनो मृदूनि नीचैः प्रणतानि सर्वतः ।**
**समुच्छ्रितानेव तरून्प्रबाधते महान्महत्स्वेव करोति विक्रमम् ॥**

**(क) मातापितृभ्यां जगतो नमः । स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् । न खलु कुटजबीजाद्वटाङ्कुरो जायते । भवद्भिः सह सख्यमिच्छामि । विद्यते हि नृशंसेभ्यो भयं गुणवतामपि । नास्ति सत्त्ववतां भयम् । स गुरुर्यः क्रियां कृत्वा वेदमस्मै प्रयच्छति । शमयति गजानन्यान् गन्धद्विपः कलभोऽपि सन् । श्रद्धावाँल्लभते ज्ञानम् । निःसारस्य पदार्थस्य प्रायेणाडम्बरो महान् । सा बाला परवती । सति विभवे संग्रहो न कर्तव्यः । नासतो विद्यते भावो नाभावो विद्यते सतः । यस्मिञ्जीवति जीवन्ति बहवः सोऽत्र जीवति । सति च कुलविरोधे नापराध्यन्ति बालाः । जीवन्नरो भद्रशतानि पश्येत् । मतिमतां च विलोक्य दरिद्रतां**

**विधिरहो *बलवानिति मे मतिः । भर्तारमन्विष्यन्ती दमयन्ती वनाद्वनमटत् । त्वया हीना विपद्येय जीवेयं त्वयि जीवति । भगवति त्वामभिवादये । वत्स । *आयुष्मान् भव । सतां सद्भिः सङ्गः कथमपि हि पुण्येन भवति ।**

(ख) **सतां केनापि कार्येण लोकस्याराधनं परम् । इमां नवैरम्बुभिः कलुषितामपि स्रोतोवहां पश्यतो मे मानसं रमते । आढ्य गच्छेद्वृसम जल्पेत् । शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते । तत्खलु रमणीयं यद्भवतोऽपि विस्मयमुत्पादयति । विपशुवैः× स्थेय पदमनुविधेयं× च महताम् । कां पुनरत्र भवतीमवगच्छामि । पश्यतोऽपि मे श्येनेनापहृतः शिशुः । गीतां पठत-**

---

* **मत्** એ સ્વામિત્વ બતાવનાર પ્રત્યય છે; જેમકે **धी** (બુદ્ધિ)—**धीमत्** (બુદ્ધિવાળો); **श्री** (પૈસો)—**श्रीमत्** (પૈસાદાર); **आयुस्** (આવરદા)—**आयुष्मत्** (આવરદાવાળો). વગેરે. (આ) જો મૂળ શબ્દ (પ્રકૃતિ) ના અન્તમાં કે ઉપાન્ત્ય તરીકે **म्** કે **अ** અથવા **आ** હોય તો **मत्** ને બદલે આજ અર્થમાં **वत्** લાગે છે, જેમકે, **धन-धनवत्; विद्या-विद्यावत्; लक्ष्मी-लक्ष्मीवत्; पयस्-पयस्वत्** (દૂધવાળો) **रश्मि-रश्मिवत्**, વગેરે. (ઇ) અનુનાસિક વગરનો કોઇ પણ સ્પર્શ વ્યંજન અન્તમાં હોય એવાં નામોને પણ **वत्** લગાડાય છે; જેમકે **मरुत्**—**मरुत्वत्** (મરુતો સાથે). **यवमत्, भूमिमत्, गरुत्मत्, ककुद्मत्** વગેરે કેટલાક અપવાદ છે.

× આ વિધ્યર્થક ભૂ. કૃ. ના દાખલા છે. ધાતુને **अनीय, तव्य** ને **य** પ્રત્યયો લાગવાથી એવું વિ. ભૂ. કૃ. થાય છે; જેમકે **कृ-करणीय, कर्तव्य, कार्य । गम्-गमनीय, गन्तव्य, गम्य.** (**अनीय** ને **तव्य** લગાડતાં ધાતુના અન્ત્ય સ્વરનો ને ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે—**कर्तव्य, नेतव्य, करणीय, शोचनीय**—વગેરે. અને **य** પહેલાં અન્ત્ય સ્વરની ઘણુંકરીને વૃદ્ધિ થાય છે—**कार्य**. વિ. . કૃ. યોગ્યતા બતાવે છે.

स्तस्य लीलयैव रात्रिरयात् । स्मृतावाविर्भूतं त्वयि सुहृदि दृष्टे तदखिलम् ।

अस्यैवासीन्महति शिखरे गृध्रराजस्य वासः ।
तस्याधस्ताद्वयमपि रतास्तेषु पर्णोटजेषु ॥

कूजन्तं राम रामेति मधुरं मधुराक्षरम् ।
आरुह्य कविताशाखां वन्दे वाल्मीकिकोकिलम् ॥

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन च मूर्खाणां निद्रया कलहेन वा ॥

यदेवोपनतं दुःखात्सुखं तद्रसवत्तरम् ।
निर्वाणाय तरुच्छाया तप्तस्य हि विशेषतः ॥

संपत्सु महतां चित्तं भवत्युत्पलकोमलम् ।
आपत्सु च महाशैलशिलासंघातकर्कशम् ॥

राजतः सलिलादग्नेश्चोरतः स्वजनादपि ।
भयमर्थवतां नित्यं मृत्योः प्राणभृतामिव ॥

शब्दकोष २०.

**अत्रभवत्** પુ. આપ સાહેબ.
**अधस्तात्** અ. નીચે.
**अनुविधेय** વિ. ભૂ. કૃ. અનુસરવા યોગ્ય.
**अभाव** પુ. અભાવ; ન હોવું તે; નાશ.
**अम्बु** ન. પાણી. **आडम्बर** પુ. આડંબર; ભપકો. (૨) ગર્વ.
**आराधन** ન. (ना) આરાધન; સંતોષવું તે.
**उत्पलकोमल** વિ ફૂલ (કમળ) જેવું કોમળ. (**उत्पलम्** કમળ **इव कोमलम्**)
**कलुषित** } **कलुष** } વિ. મેલું; ડહોળાએલું.
**कुटज** પુ. કડો; એક જાતનું કડવું ઝાડ.
**कुलविरोध** પુ. કુળનો વિરોધ; કુટુંબનો ઝઘડો.

**मत्तद्विप** પુ. ઉન્મત્ત હાથી; શ્રેષ્ઠ જાતિનો હાથી.

**गृध्रराज** પુ. ગીધોનો રાજા; જટાયુ. ( **गृध्र** પુ. ન. ગીધ. )

**गेह** ન. ઘર. **निर्वाण** ન. શાંતિ; સુખ.

**निःसार** વિ. સાર વગરનું; નમાલું.

**नृशंस** વિ. દુષ્ટ; ઘાતકી.

**परवत्** વિ. પરાધીન; પરવશ.

**पर्णोटज** પુ. ન. પાંદડાની ઝુંપડી; પર્ણકુટી. ( **उटज** પુ. ન. ઝુંપડી. )

**प्रभञ्जन** પુ. પવન; વંટોળીઓ.

**प्राणभृत्** વિ જીવતું; પ્રાણવાળું. પુ. પ્રાણી.

**भवत्** પુ. આપ.

**भाव** પુ. ભાવ; સ્નેહ. (૨) હસ્તી; અસ્તિત્વ.

**मधुरम्** અ. મધુરતાથી. **मधुराक्षरम्** અ. જેની અંદર મધુર અક્ષરો છે તેવી રીતે; મીઠાં વચનોથી.

**महाशैलशिलासंघातकर्कश** વિ. ડુંગરી પત્થરના મોટા ઢગલા જેવું કઠોર ( **महान् शैलशिलानां संघातः** ઢગલો **तद्वत् कर्कश** કઠોર. )

**योगभ्रष्ट** વિ. યોગમાંથી ભ્રષ્ટ થએલો. ( **योगाद् भ्रष्टः** )

**रत** ભૂ. કૃ. ( **रम्** १. આ. ) આનંદ કરેલો; રમેલો.

**रसवत्** વિ. રસવાળું; મધુર.

**लीला** સ્ત્રી. રમત. **लीलया** રમતમાં; સહેલાઇથી.

**वटांकुर** પુ. વડનો ફણગો. ( **वट** પુ. વડ ).

**विपद्** સ્ત્રી. વિપત્તિ; સંકટ.

**श्येन** પુ. શ્યેન; બાજપક્ષી.

**सत्** વ. કૃ. ( **अस्** २. પ. ) (૨) પુ. સારો માણસ.

**सत्त्ववत्** વિ. સત્ત્વવાળો; પાણીદાર.

**समुच्छ्रित** વિ. અતિશય ઉંચું.

**स्रोतोवहा** સ્ત્રી. નદી.

**स्थेय** વિ. ભૂ. કૃ. રહેવા યોગ્ય.

ધાતુઓ.

**अट्** १. પ. ભટકવું.

**अनु + इष्** ४. પ. શોધવું; ખોળવું.

**कूज्** १. પ. કૂજન કરવું, પક્ષીઓનું ગાવું.

वि + पद् ૪. આ. મરી જવું.
प्र + बाध् ૧. આ. પીડવું; હેરાન કરવું.
आविर् + भू ૧. પ. પ્રગટ થવું; દેખાવું.
उद् + मूल् ૧૦. પ. મૂળમાંથી ઉખેડી નાંખવું. (उन्मूलयति)
अप + राध् ૪. પ. ગુન્હો; અપરાધ કરવો.
वि + लोक् ૧. આ. જોવું.
अभि + वाद् ૧૦. આ. વન્દન કરવું. (પ્રે.)
शम् ૧૦. પ. શમાવવું; નરમ પાડવું.

# પાઠ ૨૧મો.

## स्, ईयस् ને एयस् અન્તવાળા શબ્દો.

चन्द्रमस् પુ. ચન્દ્ર. कनीयान् પુ. વધારે ન્હાનું.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|---|---|---|
| પ્ર. | चन्द्रमा: | चन्द्रमसौ | चन्द्रमसः | कनीयान् | कनीयांसौ | कनीयांसः |
| દ્વિ. | चन्द्रमसम् | ,, | ,, | कनीयांसम् | ,, | कनीयसः |
| તૃ. | चन्द्रमसा | चन्द्रमोभ्याम् | चन्द्रमोभिः | कनीयसा | कनीयोभ्याम् | कनीयोभिः |
| ચ. | चन्द्रमसे | ,, | चन्द्रमोभ्यः | कनीयसे | ,, | कनीयोभ्यः |
| પં. | चन्द्रमसः | ,, | ,, | कनीयसः | ,, | ,, |
| ષ. | ,, | चन्द्रमसोः | चन्द्रमसाम् | ,, | कनीयसोः | कनीयसाम् |
| સ. | चन्द्रमसि | ,, | चन्द्रमःसु-स्सु | कनीयसि | ,, | कनीयःसु-स्सु |
| સં. | चन्द्रमः | चन्द्रमसौ | चन्द्रमसः | कनीयन् | कनीयांसौ | कनीयांसः |

स्કારાન્ત પુ. શબ્દો चन्द्रमस् પ્રમાણે ચલાવાય છે. (એમાં પ્ર. એ. ના પ્રત્યય પૂર્વે स् ના પહેલાં अ

ईयस् કે यस् અન્તવાળા શબ્દો પુ. માં कनीयान् પુ. પ્રમાણે ચાલે છે. એમનું સ્ત્રી. એમાં ई ઉ.

હોય તો अ નો आ થાય છે.) મેરવાથી થાય છે અને પછી તેએ નદી પ્રમાણે ચાલે यस् અન્તવાળા બીજા તુલનાત્મક શબ્દો પણ આમજ ચાલે છે.

भास् સ્ત્રી—भाः, भासौ, भासः । भासम्, भासौ, भासः । भासा, भाभ्याम् भाभिः વગેરે ।

अर्चिस् સ્ત્રી—अर्चिः, अर्चिषौ, अर्चिषः । अर्चिषम्, अर्चिषौ, अर्चिषः । अर्चिषा अर्चिर्भ्याम्, अर्चिर्भिः । × × × अर्चिषि, अर्चिषोः, अर्चिःषु–ष्षु વગેરે ।

उषस् સ્ત્રી—उषाः, उषसौ, उषसः । उषसम्, उषसौ, उषसः । उषसा, उषोभ्याम् उषोभिः । × × × उषसि, उषसोः, उषःसु–स्सु વગેરે ।

( स्‌કારાન્ત નપુંસક શબ્દોનો ઉપાન્ત્ય સ્વર પ્ર. દ્વિ. ને સં. ના બહુવચનમાં દીર્ઘ થાય છે અને એની પહેલાં न् મૂકાય છે. )

मनस् ન. मनः, मनसी, ×मनांसि । आयुस् ન. आयुः, आयुषी, आयूंषि । हविस ન. हविः हविषी, हवींषि । આ રૂપો પ્ર. દ્વિ. ને સં. ના છે; બાકીનાં પુ. પ્રમાણે.

(क) વાકયો.

अखितगिरिसमं स्यात्कज्जलं सिन्धुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालम्
तदपि तव गुणानामीश पारं न याति ॥

---

× એકજ પદમાં જો न् ની પછી श्, ष्, કે ह् આવે તો તે न् નો અનુસ્વાર થાય છે; જેમકે मनान् + सि = मनांसि; चक्षून् + सि = चक्षूंषि, વગેરે.

न च मृगाः सन्तीति वक्ता नोच्यते । मनसा चिन्तितं कार्यं वचसा न प्रकाशयेत् । यस्यापि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते । सहजं मे प्रहरणं भुजौ । तावाश्रित्य प्रयुध्येय यतो दुर्बलैः गृह्यते धनुः । आर्तत्राणाय वः शस्त्रं न प्रहर्तुमनागसि । अहो दीप्तिमतोऽपि विश्वसनीयताऽस्य वपुषः । एष दुर्वासाः सुलभकोपो महर्षिः । सचक्षुरपि तमसि द्रव्यं न पश्यति । हे मारुत वासार्थं हर संभृतं सुरभिणां पौष्पं रजो वीरुधाम् । वचस्तत्र प्रयोक्तव्यं यत्रोक्तं लभते फलम् । तदेतदुन्मील्य चक्षुरायतं महोत्पलं प्रत्युषसीव पद्मिनी । सर्वे जना कल्ये वयस्यर्थान्भोक्तुं यतन्ते पश्चाच्च पुत्रेषु कुटुम्बस्य भारं क्षिप्त्वा विश्रमाय कल्पन्ते । तेजो यस्य विराजते स बलवान् स्थूलेषु कः प्रत्ययः ।

(ख) बधिरान्मन्दकर्णः *श्रेयान् । बलीयसी केवलमीश्वरे-

---

* આ તુલનાત્મક કે અધિકતાત્મક રૂપ છે. (અ) સંસ્કૃતમાં વિશેષણોને અધિકતાના અર્થમાં तर અને શ્રેષ્ઠતાના અર્થમાં तम પ્રત્યય લગાડવામાં આવે છે; જેમકે महत्–महत्तर, महत्तम; प्रिय—प्रियतर (એમાં વધારે પ્રિય), प्रियतम (સૌથી વધારે પ્રિય); વગેરે. (આ) વિશેષણોની માફક तर અને तम અવ્યયો અને ક્રિયાપદોને પણ લગાડાય છે; પણ ત્યારે એમનાં રૂપ तराम् અને तमाम् એવાં થાય છે; જેમકે उच्चैः–उच्चैस्तराम्, उच्चैस्तमाम्; गायतितराम्–गायतितमाम्; नितराम् વગેરે. પણ જ્યારે અવ્યયો વિશેષણ તરીકે વપરાયાં હોય ત્યારે તો तर ને तम જ લાગે છે; જેમકે उच्चैस्तरः–उच्चैस्तमः (स्वरः). (ઇ) ईयस् ને इष्ठ પણ અનુક્રમે तर ને तम ના અર્થમાં લગાડવામાં આવે છે; પણ તેઓ માત્ર ગુણવાચક વિશેષણોને જ લગાડાય છે. આ પ્રત્યયો લાગતાં પહેલાં (૧) પ્રકૃતિના અન્ત્ય સ્વરનો અને અન્ત્ય વ્યંજન હોય તો પાછલા સ્વર સાથે એનો લોપ થાય છે; જેમકે लघु—लघीयस्, लघिष्ठ; पाप-पापीयस्, पापिष्ठ; વગેરે (૨) पृथु, मृदु, कृश, भृश, दृढ, परिवृढ

च्छा । भगवन्तौ सूर्याचन्द्रमसौ जगन्नेत्रे । न खलु वयस्तेजसो हेतुः । स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः । भो वयस्य कः पुनरेव तपोवने गायति । पश्य तस्मिन्देवायतने देवतामाराधयन्तो काचिद्धन्या योषिदुपवीणयति । तदागच्छ । आवामपि देवायतनं प्रेक्षावहे । साधूक्तं भवता । वन्द्याः खलु देवताः । वयस्य कदाचिद् प्रष्टु-मनर्होऽयं स्त्रीजनो भवति । तदनेन तावत्तमालगुल्मकेनान्तरितौ देवतादर्शनावसरं प्रतिपालयावः । युवयोः स्नेहेन परवानयं जनः । वत्स वनौकसोऽपि सन्तो लौकिकज्ञा वयम् । न खलु धीमतां कश्चिदविषयो नाम ।

चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद् दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥
असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥
छेदो दंशस्य दाहो वा क्षते र्वा रक्तमोक्षणम् ।
एतानि दष्टमात्राणामायुषः प्रतिपत्तयः ॥
अन्योन्यप्रीतिकृतां सम नरूपानुरागकुलवयसाम् ।
केषांचिदेव मन्ये समागमो भवति पुण्यकृताम् ॥
लिम्पतीव तमोऽङ्गानि वर्षतीवाञ्जनं नभः ।
असत्पुरुषसेवेव दृष्टि र्विफलतां गता ॥
न स्थातव्यं न गन्तव्यं क्षणमप्यधमैः सह ।
पयोऽपि शौण्डिनीहस्ते मदिरां मन्यते जनः ॥

---

વગેરેમાં ऋ નો र् થાય છે; જેમકે प्रथीयस्, प्रथिष्ठ; म्रदीयस्, म्रदिष्ठ વગેરે. (૩) इन्, मत्, वत्, विन् વગેરે પ્રત્યયોનો લોપ થાય છે, અને પછી નિ. ૧ પ્રમાણે પાછલો સ્વર ઉડી જાય છે; જેમકે धनिन्—धनी-यस्, धनिष्ठ; मेधाविन्-मेधीयस्, मेधिष्ठ વગેરે. કેટલાંક રૂપો અનિય-મત છે; તે પરિશિષ્ટમાં આપવામાં આવશે.

## શબ્દકોષ ૨૧.

**अञ्जन** ન. મેશ; (૨) શાહી.
**अनर्ह** વિ. અયોગ્ય.
**अनागस्** વિ. નિરપરાધી; નિષ્પાપ. (**आगस्** ન. ગુન્હો; પાપ.)
**अन्तरित** વિ. ઢંકાએલું; સંતાએલું; અદૃશ્ય થએલું.
**अन्योन्यप्रीतिकृत्** વિ. એક બીજાને ચાહનાર.
**अविषय** વિષય નહીં તે; બુદ્ધિ ન પહોંચે એવું.
**असंशयम्** અ. સંશય વગર.
**असित** વિ. કાળું (**सित** ધોળું)
**असितगिरि** પુ. કાળો ડુંગર; નીલગિરિ.
**आयत** વિ. વિશાળ: વિસ્તૃત; મોટું.
**आर्तत्राण** ન. દુઃખી, પીડાએલાઓનું રક્ષણ. (**आर्तानां त्राणम्**)
**उर्वी** સ્ત્રી. પૃથ્વી.
**कज्जल** ન. મેશ, (૨) શાહી.
**कल्य** વિ. નિરોગી; તંદુરસ્ત.
**क्षति** સ્ત્રી. જખમ. **चन्द्रमस्** પુ. ચંદ્રમા.
**तमस्** ન. અંધારૂં.
**तमालगुल्मक** પુ. ન. તમાલ વૃક્ષોની ઘટા. (**तमालानाम्** પુ. **गुल्मकम्** ઝાડી.)
**दंश** પુ. કરડવું તે; દંશ કરેલી જગ્યા; ડંખ.
**दष्टमात्र** વિ. કરડાએલા માત્ર; કરડાએલા બધા. (**दष्ट** ભૂ. કૃ. **दंश्**)
**दाह** પુ. બાળી નાંખવું તે; (૨) લ્હાય.
**दीप्तिमत्** વિ. તેજભારતું; ચળકતું. (**दीप्ति** સ્ત્રી. તેજ; ચળકાટ.)
**दुर्वासस्** પુ. દુર્વાસા ઋષિ.
**दुष्कर** વિ. કઠણુ; અઘરૂં.
**देवायतन** ન. દેવમંદિર.
**धनुस्** ન. ધનુષ્ય; કામઠું.
**धर्म्य** વિ. ધાર્મિક; ધર્મયુક્ત.
**नभस्** ન. આકાશ. **निग्रह** પુ. પકડવું તે; તાબામાં રાખવું તે.
**निधन** ન. મરણ.
**पद्मिनी** સ્ત્રી. કમળનો છોડ; (૨) કમળથી ભરેલી તલાવડી.
**पयस्** ન. પાણી; (૨) દૂધ.

**पुण्यकृत्** वि. પુણ્યશાળી; સુ-ક્ષુવાન.

**पौष्प** वि. ફૂલનું. **प्रतिपत्ति** સ્ત્રી. પ્રતિકાર; ઇલાજ.

**प्रत्यय** પુ. વિશ્વાસ; ખાતરી.

**प्रत्युष** / **प्रत्यूष** } પુ. **प्रत्यु** ( **त्यू** )

**उषस्** ન. પ્રભાત; સ્હવાર.

**प्रमाथिन्** વિ. પીડનાર; વિહ્વલ કરનાર; ક્ષોભાવનાર.

**प्रयोक्तव्य** વિ. ભૂ. કૃ. યોજવા, વાપરવા યોગ્ય.

**प्रहरण** ન. હથિયાર.

**बलीयस्** વિ. બળવાન; વધારે બળવાન.

**भयावह** વિ. ભયંકર; ભય ઉ-પજાવનાર.

**भुज** પુ. હાથ. ( **भुजा** )

**भोक्तुम्** ખાવાને; ઉપભોગ ક-રવાને.

**मनस्** ન. મન.

**मन्दकर्ण** વિ. ઓછું સાંભળનાર. ( **मन्दौ कर्णौ** કાન **यस्य सः** )

**महाबाहु** વિ. મોટા હાથવાળો. **बाहु** પુ. હાથ )

**मारुत** / **मरुत्** } પુ. પવન.

**योषित्** (**ता**) સ્ત્રી. જુવાન સ્ત્રી.

**रक्तमोक्षण** ન. લોહી કાઢી નાં-ખવું તે. ( **रक्तस्य** ન. **मो-क्षणम्** )

**रजस्** ન. રજ; ધૂળ; (૨) ફૂલ-માંનો પરાગ.

**लेखिनी** સ્ત્રી. કલમ.

**वचस्** ન. વચન; શબ્દ.

**वनौकस्** વિ. વનમાં રહેનાર. ( **ओकस्** ન. ઘર; રહેઠાણ. )

**वपुस्** ન. શરીર. **वयस्** ન. ઉંમર.

**वासार्थम्** અ. સુગંધ, સુવાસ લેવા માટે.

**विफलता** સ્ત્રી. નિષ્ફળતા ( **ता** એ ભાવવાચક પ્રત્યય છે. )

**विश्वसनीय** વિ. વિશ્વાસ મૂકવા લાયક.

**विश्वसनीयता** સ્ત્રી. વિશ્વાસ ઉત્પન્ન કરવાની શક્તિ.

**वीरुध्** (**धा**) સ્ત્રી. વેલી; વિસ્તા-રથી પ્રસરેલી લતા.

**शारदा** સ્ત્રી. સરસ્વતી. **शौण्डिन्** પુ. કલાલ ( સ્ત્રી. **नी** ).

**श्रेयस्** વિ. વધારે સારો. ન. શ્રેય; કલ્યાણ.
**सचक्षुस्** વિ. આંખવાળો દેખતો. ( **चक्षुर्भ्याम् सहितः** )
**संभृत** વિ. એકઠું કરેલું.
**समानरूपानुरागकुलवयस्** વિ. જેનાં રૂપ, પ્રેમ, કુળ અને ઉંમર સરખાં છે તે. ( **अनुराग** પુ. પ્રેમ. )
**सहज** વિ. સ્વાભાવિક; જન્મ સિદ્ધ. (૨) સગો ભાઈ.
**सिंधुपात्र** ન. સમુદ્રરૂપી વાસણ. ( **सिंधु** પુ. સમુદ્ર ).
**सुरतरुवरशाखा** સ્ત્રી. શ્રેષ્ઠ એવા કલ્પવૃક્ષની ડાળી. ( **सुरतरु** પુ. કલ્પવૃક્ષ. **वर** વિ. ઉત્તમ; શ્રેષ્ઠ. )
**सुरभि** વિ. ખુશબોદાર; સુવાસિત. (૨) કામ ધેનુ. ( સ્ત્રી. )
**सुलभकोप** વિ. સહેલાઇથી ગુસ્સે થાય એવો. ( **सुलभः कोपः यस्य** )
**स्थूल** વિ. સ્થૂલ; ભૌતિક. (૨) મોટું.

ધાતુઓ.

**क्षिप** ૪. ૬. પ. નાખવું; ફેંકવું.
**ग्रह्** સ. ભે. ( **गृह्यते** ) પકડવું.
**प्रति + पाल्** ૧૦. પ. પાળવું. (૨) રાહ જોવી.
**मील्** ૧. પ. આંખો બંધ થવી; બીડાવી. **उद् + ०** ઉઘડવું; ખીલવું. ૧૦. પ. ( **उन्मीलयति** ) ઉઘાડવું; વિકસાવવું. ( પ્રે )
**अप + राध्** ૪. પ. અપરાધ, ગુન્હો કરવો.
**लिप्** ૬. ઉ ( **लिम्पति-ते** ) લેપકરવો; ચોપડવું; લીંપવું. (૨) ઢાંકી દેવું.
**वीण्** ૧૦. પ. વીણા વગાડવી. ( **उप** )
**वृष्** ૧. પ. વરસવું; વરસાદ પડવો.
**आ + श्रि** ૧. ઉ. આશ્રય કરવો; આધાર રાખવો.

# પાઠ ૨૨મો.

## अन् અને इन् અન્તવાળા શબ્દો.

| | राजन् પુ. રાજા. | | | ब्रह्मन् પુ. બ્રહ્મદેવ. | | |
|---|---|---|---|---|---|---|
| | એ વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. બ. | બ. વ. |
| પ્ર. | राजा | राजानौ | राजानः | ब्रह्मा | ब्रह्माणौ | ब्रह्माणः |
| દ્વિ. | राजानम् | ,, | राज्ञः+ | ब्रह्माणम् | ,, | ब्रह्मणः |
| તૃ. | राज्ञा | राजभ्याम् | राजभिः | ब्रह्मणा | ब्रह्मभ्याम् | ब्रह्मभिः |
| ચ. | राज्ञे | ,, | राजभ्यः | ब्रह्मणे | ,, | ब्रह्मभ्यः |
| પં. | राज्ञः | ,, | ,, | ब्रह्मणः | ,, | ,, |
| ષ. | ,, | राज्ञोः | राज्ञाम् | ,, | ब्रह्मणोः | ब्रह्मणाम् |
| સ. | राज्ञि-राजनि | ,, | राजसु | ब्रह्मणि | ,, | ब्रह्मसु |
| સં. | राजन् | राजानौ | राजानः | ब्रह्मन् | ब्रह्माणौ | ब्रह्माणः |

अन् અન્તવાળા શબ્દો પુ. અને સ્રી. માં સરખી રીતેજ ચાલે છે. એમાં અન્ત્ય अन् ની પહેલાં જોડાક્ષર હોય અને એ જોડાક્ષરનો છેલ્લો અક્ષર म् કે व् હોય તો તેઓ ब्रह्मन् પુ. પ્રમાણે ચાલે છે, નહીંતો राजन् પુ. પ્રમાણે ચાલે છે. ( राजन् જેવા શબ્દોમ દ્વિ. બ. થી સ્વરથી શરૂ થતા પ્રત્યય પૂર્વે ઉપાન્ત્ય अ નો લોપ થાય છે; સ. એ. તથા ન. લિંગમાં પ્ર. દ્વિ. ને સં. ના દ્વિવચનમાં अ નો લોપ વિકલ્પે થાય છે. પણ ब्रह्मन् જેવા શબ્દોમાં अ નો લોપ થતો નથી. પહેલાં પાંચ રૂપોમાં अ નો आ થાય છે. પ્ર. એ. વ. ને તૃ. થી આગળ વ્યંજનાદિ પ્રત્યય પૂર્વે न् લોપાય છે.)

---

+ એકજ શબ્દમાં न् ની પહેલાં કે પછી તરતજ च् કે ज् આવે તો न् નો ञ् થાય છે. જેમકે राजन् + अस् = राज् + न् + अस् = राज् + ञ + अस् = राज्ञः

सीमन् સ્ત્રી. सीमा, सीमानौ, सीमान: । सीमानम्, सीमानौ, सीम्न: । सीम्ना सीमभ्याम्, सीमभिः । × × × सीम्नि–सीमनि, सीम्नो: सीमसु વગેરે ।

अध्वन् પુ. अध्वा, अध्वान अध्वानः । अध्वानम्, अध्वानौ, अध्वनः । अध्वना, अध्वभ्याम्, अध्वभि: । × × × अध्वनि, अध्वनो:, अध्वसु વગેરે ।

| | व्योमन् न. આકાશ. | | | वर्त्मन् न. રસ્તો. | | |
|---|---|---|---|---|---|---|
| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
| પ્ર. દ્વિ. | व्योम | व्योम्नी-व्योमनी | व्योमानि | वर्त्म | वर्त्मनी | वर्त्मानि |
| સં. | व्योमन्–व्योम | ,, | ,, | वर्त्मन्–वर्त्म | ,, | ,, |
| | બાકીનાં राजन् (પુ.) પ્રમાણે. | | | બાકીનાં ब्रह्मन् (પુ.) પ્રમાણે. | | |

અન્ત્ય अन् ની પહેલાં જોડાક્ષર હોય અને તેનો છેલ્લો અક્ષર म् કે व् હોય તો ન. લિંગમાં તેનાં રૂપ वर्त्मन् ન. જેવાં લેવાય છે; નહીં તો व्योमन् ન. જેવાં.

| | प्राणिन् પુ. પ્રાણી. | | | गुणिन् न. ગુણવાળું. | | | |
|---|---|---|---|---|---|---|---|
| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | એ. વ. | દ્વિ. વ. | બ. વ. | |
| પ્ર. | प्राणी | प्राणिनौ | प्राणिन: | गुणि | गुणिनी | गुणीनि | પ્ર. |
| દ્વિ. | प्राणिनम् | ,, | ,, | ,, | ,, | ,, | દ્વિ. |
| તૃ. | प्राणिना | प्राणिभ्याम् | प्राणिभि: | गुणिन्-गुणि | ,, | ,, | સં. |
| ચ. | प्राणिने | ,, | प्राणिभ्य: | બાકીનાં પુ પ્રમાણે. | | | |
| પં. | प्राणिन: | ,, | ,, | | | | |
| ષ. | ,, | प्राणिनो: | प्राणिनाम् | | | | |
| સ. | प्राणिनि | ,, | प्राणिषु | | | | |
| સં. | प्राणिन् | प्राणिनौ | प्राणिनः | | | | |

इन् અન્તવાળાં વિશેષણોનું સ્ત્રી. અંગ એમાં ई ઉમેરવાથી થાય છે અને પછી नदी પ્રમાણે ચાલે છે. જેમકે गुणिन्-સ્ત્રી गुणिनी.

वाक्यो.

(क) शशिना च निशा निशया च शशी
शशिना निशया च विभाति नभः ।
पयसा कमलं कमलेन पयः
पयसा कमलेन विभाति सरः ॥

गङ्गा हिमवतो ज्येष्ठा दुहिता । तेन [1]ऋग्यजुःसाम्नां सर्वेषां च शास्त्राणामध्ययनं कृतमतः स राजभिरपि वन्द्यते । राजा दुरात्मनां शास्ता । जन्मना ब्राह्मणो ज्ञेयः संस्कारै द्विज उच्यते । बन्धुजनानां विप्रयोगाः संतापकारिणो भवन्ति । एवमेतत् । एते हि हृदयमर्मच्छिदः संसारभोगाः । येभ्यो बीभत्समानाः संत्यज्य सर्वान् कामानरण्ये विश्राम्यन्ति मनीषिणः । जातस्य हि ध्रुवो मृत्यु र्ध्रुवं जन्म मृतस्य च । कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन । वयस्य बहुवल्लभा राजानः श्रूयन्ते । किं मे दक्षिणाक्षि स्पन्दते । सा तपस्विनी निर्वृता भवतु । सर्वः प्रार्थितमर्थमधिगम्य सुखी संपद्यते जन्तुः । परोपकाराय सतां विभूतयः । अनुभवति हि मूर्ध्ना पादपस्तीव्रमुष्णं शमयति परितापं छायया संश्रितानाम् । हेम्नः संलक्ष्यते ह्यग्नौ विशुद्धिः श्यामिकापि वा । कुशिष्यमध्यापयतः कुतो यशः । संततिः शुद्धवंश्या हि परत्रेह

१ પદાન્તે ए, ऐ, ओ औ શિવાયના કોઈ પણ સ્વર પછી ऋ આવે તો એ બે સ્વરની સંધિ વિકલ્પે થતો નથી, અને જ્યારે સંધિ ન કરવામાં આવે ત્યારે જો પૂર્વનો સ્વર દીર્ઘ હોય તો તે હ્રસ્વ થાય છે; જેમકે ब्रह्मा + ऋषिः = ब्रह्मर्षिः ( નિ. ૨, પા. ૩૦ ) અથવા ब्रह्म ऋषिः; सप्त + ऋषीणाम् = सप्तर्षीणाम् અથવા सप्त ऋषीणाम्; પણ ઉપસર્ગના અન્ત્ય अ કે आ પછી ऋ થી શરૂ થતો ધાતુ આવે તો બન્નેને બદલે आर् જરૂર મૂકાય છે, કારણકે ઉપસર્ગ એ છૂટું પદ નથી; જેમકે आ + ऋच्छति = आर्च्छति. ( ऋत्यकः । )

च शर्मणे । स्थाने प्राणाः कामिनां दूत्यधीनाः । आः दुरात्मन् रक्षस्तिष्ठ तिष्ठ । क मे प्रियतमामादाय गच्छसि । पाटच्चरेण वेश्मनि लुण्ठिते यामिकस्य जागरणं निरर्थकम् ।

(ख) विप्रोत्सङ्गे वित्तमाकर्ष्य सर्वं राज्ञा देयं चापमात्रं सुतेभ्यः । कर्म ज्यायो ह्यकर्मणः । स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः । न खलु शप्तमात्मानं स्मरामि । प्राणिनो येन प्राणवन्तस्तस्मै सर्वात्मने नमः । शशिनः पादा गात्राणि सुखयन्ति । राजा कालस्य कारणमिति मुनयो व्याहरन्ति । सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः । यथा यान्ति दुःखान्यप्रार्थितानि देहिनां तथा सुखान्यपि । संयच्छ वाजिनां रश्मीन् सूत याहि शनैः शनैः । अपराधिनामपराधान्न क्षमन्ते राजानः । पुरायत्र स्रोतः पुलिनमधुना तत्र सरिताम् । तस्य तदेव हि मधुरं यस्य मनो यत्र संलग्नम् । मतिरेव बलाद्गरीयसी । कर्मणो गहना गतिः । +क सूर्यः क खद्योतः । तेजस्तेजसि शाम्यतु । साधयामस्तावत् ।

शिरामुखैः स्यन्दत एव रक्तमद्यापि देहे मम मांसमस्ति ।
तृप्तिं न पश्यामि तवापि देहे किं भक्षणात्त्वं विरतो गरुत्मन् ॥
शिशुर्वा शिष्यो वा भवतु ननु वन्द्यासि जगताम् ।
गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः ॥
वैक्लव्यं मम तावदीदृशमिदं स्नेहादरण्यौकसः ।
पीड्यन्ते गृहिणः कथं न तनयाविश्लेषदुःखैर्नवैः ॥
आपदर्थं धनं रक्षेद्दारान् रक्षेद्धनैरपि ।
आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि ॥
उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रि त्मनः ॥

---

+ द्वौ कशब्दौ महदन्तरं सूचयतः । બે क શબ્દ (બે વસ્તુ વચ્ચે) મહાન અંતર સૂચવે છે–ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી.

खद्योतो द्योतते तावद्यावन्नोदयते शशी ।
उदिते तु सहस्रांशौ न खद्योतो न चन्द्रमाः ॥
कुसुमस्तबकस्येव द्वे वृत्ती तु मनस्विनः ।
सर्वेषां मूर्ध्नि वा तिष्ठेद् विशीर्येत वनेऽथवा ॥
परोक्षे कार्यहन्तारं प्रत्यक्षे प्रियवादिनम्* ।
वर्जयेत्तादृशं मित्रं विषकुंभं पयोमुखम् ॥
कीटोऽपि सुमनःसङ्गादारोहति सतां शिरः ।
अश्माऽपि याति देवत्वं महद्भिः सुप्रतिष्ठितः ॥

शब्दकोष २२.

**अगम्य** वि. ન સમજી શકાય એવું.
**अपराधिन्** वि. અપરાધી; ગુન્હેગાર.
**अभिरत** वि. લીન થએલું: ગરકાવ થએલું
**अश्मन्** पु. પથ્થર. **आत्मन्** पु. આત્મા (૨) પોતાનું.
×**ईदृश** वि. આવું.
**ऋच्** સ્ત્રી. વેદની ઋચા. (૨) ઋગ્વેદ (નિ. બ.)

* **वत्** કે **मत्**ની માફક, (અ) **इन्** ને **इक** પણ 'સ્વામિત્વ' દર્શાવનારા પ્રત્યયો છે. તેઓ અકારાન્ત નામોને લગાડવામાં આવે છે. એ લાગતાં પૂર્વના **अ** નો લોપ થાય છે. જેમકે, **गुणिन्** (ગુણવાળો); **धनिन्**, **दण्डिन्**, **धनिक**, **दण्डिक** વગેરે. (આ) **विन्** આજ અર્થ વાળો બીજો પ્રત્યય છે. એ **अस्** છેડે હોય એવાં નામોને તથા **माया**, **मेधा** અને **स्रज्** એ શબ્દોને લાગે છે; જેમકે **पयस्विन्**, **तपस्विन्**, **मायाविन्**, **मेधाविन्**, **स्रग्विन्** વગેરે. (**अस्मायामेधास्रजोविनिः।**)

× **दृश्** पु. સ્ત્રી. ન. અને **दृश** पु. ન. (સ્ત્રી. **शी**) એ 'ના જેવું' એ અર્થમાં સર્વનામોને લગાડવામાં આવે છે. એના પહેલાં પ્રકૃતિના અન્ત્યાક્ષરનો લોપ કરી એને બદલે **आ** મૂકવામાં આવે છે. **इदम्** ને **किम्** ને બદલે અનુક્રમે **ई** ને **की** મૂકાય છે. જેમકે **त्वत्—त्वादृश्-श** (તારા જેવો); **एतद्-एतादृश्-श** (આના જેવો); **कीदृश** (કોના જેવો); વગેરે.

**कर्मन्** न. કર્મ.

**कामिन्** વિ. કામી; વિષયાસક્ત.

**कार्यहन्तृ** વિ. કાર્યનો નાશ કરનાર; કામ બગાડનાર.

**कुशिष्य** પુ. ખરાબ વિદ્યાર્થી. (**कु** એ નિકૃષ્ટતાના અર્થમાં શબ્દોની પહેલાં મૂકાય છે.)

**खद्योत** પુ. આગીયો.

**गरीयस्** વિ. વધારે મોટું.

**गरुत्मन्** પુ. ગરૂડ.

**गृहिन्** પુ. ગૃહસ્થ; સંસારી માણસ.

**चाप** પુ. ન. ધનુષ્ય. **चापमात्र** ન. માત્ર ધનુષ્ય.

**जन्मन्** ન. જન્મ.

**जागरण** ન. જાગવું તે.

**ज्ञेय** વિ. જાણવા યોગ્ય.

**ज्यायस्** વિ. વધારે મોટું. **ज्येष्ठ** વિ. સૌથી વધારે મોટું. (ઉંમરમાં)

**तनयाविश्लेषदुःख** ન. છોકરીના વિયોગનું દુઃખ. (**तनया** સ્ત્રી. છોકરી. **विश्लेष** પુ. વિયોગ.)

**तपस्विन्** વિ. તપસ્વી; તપ કરનાર.

**तीव्र** વિ. તીવ્ર; ઉગ્ર.

**दक्षिणाक्षि** ન. જમણી આંખ. (**अक्षिन्** ન. આંખ.)

**दाराः** પુ. (નિ. બ.) સ્ત્રી.

**दुरात्मन्** વિ. દુષ્ટ; દુરાત્મા.

**दूत्यधीन** વિ. દૂતીને આધીન. (**अधीन** વિ. આધીન)

**देवत्व** ન. દેવપણું. (**त्व** એ ભાવવાચક નામ બનાવનાર પ્રત્યય છે.)

**देहिन्** પુ. માણસ; દેહધારી.

**द्वे** સ્ત્રી. (દ્વિ. વ.) બે.

**निर्वृत** વિ. નિશ્ચિંત; તૃપ્ત; સુખી.

**निशा** સ્ત્રી. રાત.

**पयोमुख** વિ. મોઢામાં, ઉપર દૂધવાળું.

**परत्र** અ. પરલોકમાં.

**परमगहन** વિ. અતિશય ગહન, ન સમજાય તેવું.

**परिताप** પુ. ઉષ્ણતા; દાહ. (૨) દુઃખ; સંતાપ.

**परोक्षे** અ. પીઠ પાછળ; ગેરહાજરીમાં.

**पाटच्चर** પુ ચોર.

**पुलिन** પુ. ન (નદીની) રેત; રેતાળ પટ.

**पूजास्थान** ન. પૂજાને લાયક; પાત્ર

**प्रत्यक्षे** અ. આંખ આગળ; હાજરીમાં.

**प्राणिन्** પુ. પ્રાણી.

**प्रियवादिन्** વિ. મીઠું, પ્રિય બોલનાર.

**बहुवल्लभ** વિ. ઘણી સ્ત્રીઓવાળો. ( **वल्लभा** સ્ત્રી. સ્ત્રી. )

**बीभत्समान** વ. કૃ. કંટાળી જતા; ઘૃણા ઉત્પન્ન થએલા.

**मनीषिन्** વિ. ડાહ્યો; વિદ્વાન્. પુ. જ્ઞાની; પંડિત.

**मूर्धन्** પુ. માથું.

**यजुस्** ન. યજુર્વેદનો મંત્ર. (૨) યજુર્વેદ.

**यामिक** પુ. પહેરેગીર. **योगिन्** પુ. યોગી.

**रक्षस्** ન. રાક્ષસ; પિશાચ.

**रश्मि** પુ. કિરણ. (૨) દોરી; લગામ.

**राजन्** પુ. રાજા. **रिपु** પુ. શત્રુ.

**लिङ्ग** ન. જાતિ. ( સ્ત્રીત્વપુરૂષત્વભેદ. )

**लुण्ठित** ભૂ. કૃ. ચોરાએલું. ( **लुण्ट्** ૧. પ. ચોરવું; લૂંટવું. )

**वन्द्य** વિ. વન્દન કરવા લાયક.

**वाजिन्** પુ. ઘોડો. **विप्रयोग** પુ. વિયોગ.

**विप्रोत्सङ्ग** પુ. બ્રાહ્મણનો ખોળો. ( **उत्सङ्ग** પુ. ખોળો. )

**विभूति** સ્ત્રી. સંપત્તિ; ઐશ્વર્ય.

**वृत्ति** સ્ત્રી. રહેવું તે; અસ્તિત્વ.

**वेश्मन्** ન. ઘર. **वैक्लव्य** ન. વ્યાકુળતા.

**शनैस्** અ. ધીમે ધીમે.

**शप्त** ભૂ. કૃ. શાપ અપાએલી. ( **शप्** ૧. ૪. ઉ. શાપ આપવો ).

**शर्मन्** ન. કલ્યાણ; સુખ.

**शशिन्** પુ. ચંદ્ર.

**शास्तृ** પુ. શાસન કરનાર; શિક્ષા કરનાર.

**शिरामुख** ન. નસોનાં મોઢાં. ( **शिरा** સ્ત્રી. નસ; રક્તવાહિની. )

**शिशुत्व** ન. બાળક હોવાપણું.

**शुद्धवंश्य** વિ. શુદ્ધવંશમાં પેદા થએલું.

**श्यामिका** સ્ત્રી. મેલ; કાળાશ; અસ્વચ્છતા.

**संलग्न** વિ. ચોંટેલું; જોડાએલું; યુક્ત.

**संसिद्धि** સિદ્ધિ; પૂરૂં થવું તે. (૨) મોક્ષ.

**संस्कार** પુ. શુદ્ધ કરવું તે. (૨) સોળ સંસ્કારમાંનો કોઇ સંસ્કાર (૩) ઉપનયન–જનોઈ દેવાનો સંસ્કાર.

**संतापकारिन्** વિ. સંતાપ–દુઃખ આપનાર.

**सरस्** ન. સરોવર; તલાવ.

**सरित्** સ્ત્રી. નદી.

**सहस्रांशु** પુ. હજાર કિરણવાળો; સૂર્ય. (**अंशु** પુ. કિરણ)

**सामन्** ન. સામવેદ. (૨) સામવેદનો મંત્ર.

**सुमनःसङ्ग** પુ. ફૂલનો સંગ (**सुमनस्** સ્ત્રી. ન. ફૂલ. ઘણુંખરૂં બ. વ.)

**सुप्रतिष्ठित** વિ. સારી રીતે પ્રતિષ્ઠા થએલો, સ્થાપના થએલો.

**स्तबक** પુ. ઝૂમખું; ગુચ્છ.

**स्त्रैण** ન. સ્ત્રીપણું.

**स्थाने** અ. (ને) બદલે. (૨) યોગ્ય.

**हिमवत्** પુ. હિમાલય.

**हृदयमर्मच्छिद्** વિ. હૃદયના મર્મસ્થાનને કાપી નાખનાર. (**मर्मन्** ન. મર્મસ્થાન.)

**हेमन्** ન. સોનું.

ધાતુઓ.

**अध्याप्** ૧૦. પ. શિખવવું (પ્રે.)

**प्र + अर्थ्** ૧૦ આ. યાચના, વિનંતિ, પ્રાર્થના કરવી.

**सम् + यम्** ૧. પ. (**संयच्छति**) સંયમમાં, કાબુમાં રાખવું. (૨) તાણી રાખવું, ખેંચી રાખવું.

**लक्ष्** ૧૦. પ. જોવું. **सम् +** ० તપાસવું.

**वच्** સ. ભે. (**उच्यते**) બોલવું.

**वृज्** ૧. ૧૦. પ. ત્યાગ કરવો. **आ +** ० ખાલી કરવું; આપી દેવું.

**वि + शॄ** સ. ભે. (**विशीर्यते**) નાશ પામવું; ચીમળાઇ જવું.

**अव + सद्** ૧૦. પ. (**अवसादयति**) નાશ કરવો. (પ્રે.)

**साघ्** ૧૦. પ. જવું; રજા લેવી. (૨) સાધવું.

**सुख्** ૧૦. પ. (**सुखयति**) સુખ (આનંદ) આપવું.

**स्पन्द्** ૧. આ. કંપવું; ફરકવું.

**स्यन्द्** ૧. આ. વહેવું; ઝરવું; ઝરણ ફૂટવું.

**उद् + हृ** ૧. ખેંચી કાઢવું. (૨) ઉદ્ધાર કરવો. **वि + आ +** ० બોલવું; કહેવું.

# પાઠ ૨૩મો.

## वस् અન્તવાળા શબ્દો.

**विद्वस्** પુ. વિદ્વાન્ માણસ.

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| પ્ર. | विद्वान् | विद्वांसौ | विद्वांसः |
| દ્વિ. | विद्वांसम् | ,, | विदुषः |
| તૃ. | विदुषा | विद्वद्भ्याम् | विद्वद्भिः |
| ચ. | विदुषे | ,, | विद्वद्भ्यः |
| પં. | विदुषः | ,, | ,, |
| ષ. | ,, | विदुषोः | विदुषाम् |
| સ. | विदुषि | ,, | विद्वत्सु |
| સં. | विद्वन् | विद्वांसौ | विद्वांसः |

જે શબ્દને છેડે **वस्** હોય તે પુ. માં **विद्वस्** પ્રમાણે ચલાવાય છે. જ્યાં **वस्** ની પહેલાં **इ** કે **ऋ** હોય ત્યાં, જ્યાં **विद्वस्** માં **वस्** ને બદલે **उष्** મૂકાય છે ત્યાં **इवस्** કે **ऋवस्** ને બદલે **उष्** મૂકવો. જેમકે **सेदिवस्—सेदुषः; चकृवस्—चक्रुषः** વગેરે.

**चकृवस्** પુ. चकृवान्, चकृवांसौ, चकृवांसः। चकृवांसम्, चकृवांसौ, चक्रुषः। चक्रुषा, चकृवद्भ्याम्, चकृवद्भिः। चक्रुषे, चकृवद्भ्याम्, चकृवद्भ्यः। चक्रुषः, चकृवद्भ्याम्, चकृवद्भ्यः। चक्रुषः चक्रुषोः चक्रुषाम्। चक्रुषि, चक्रुषोः, चकृवत्सु। चकृवन्, चकृवांसौ, चकृवांसः।

**सेदिवस्** પુ. सेदिवान्, सेदिवांसौ, सेदिवांसः। सेदिवांसम्, सेदिवांसौ, सेदुषः। सेदुषा, सेदिवद्भ्याम्, सेदिवद्भिः। सेदुषे, सेदिवद्भ्याम्, सेदिवद्भ्यः, વગેરે.

विद्वस् न. विद्वत्-द् विदुषी विद्वांसि }
तस्थिवस् न. तस्थिवत्-द् तस्थुषी तस्थिवांसि } પ્ર. દ્વિ. સં. બાકીનાં
चकृवस् न. चकृवत्-द् चक्रुषी चकृवांसि } પુ. પ્રમાણે.

वस् અન્તવાળાં વિશેષણોનું સ્ત્રી. અંગ, ન. લિંગની પ્ર દ્વિ. ને સં. ના દ્વિવચન જેવું થાય છે અને नदी પ્રમાણે ચાલે છે; જેમકે विद्वस्- સ્ત્રી. विदुषी; तस्थिवस्-સ્ત્રી. तस्थुषी વગેરે

વાક્યો.

(क) आपरितोषाद्विदुषां न साधु मन्ये प्रयोगविज्ञानम् ।
बलवदपि शिक्षितानामात्मन्यप्रत्ययं चेतः ॥
यथा चतुर्भिः कनकं परीक्ष्यते निघर्षणच्छेदनतापताडनैः ।
तथा चतुर्भिः पुरुषः परीक्ष्यते श्रुतेन शीलेन गुणेन कर्मणा ॥

दक्षिणाक्षिस्पन्दनमासन्नं प्रियं निवेदयति । अहो दुरासदो राजमहिमा । गच्छानुतिष्ठात्मनो× नियोगम् । नान्यच्छ्रेयो जगति विदुषोऽन्यत्र तपसः । नष्टो दीपः पुनर्ज्वलेत् । अल्पानामपि वस्तूनां संहतिः कार्यसाधिका । असतां च गतिः सन्तो न त्वसन्तः सतां गतिः । सार्थः प्रवसतां मित्रं भार्या मित्रं गृहे सतः । अये अनुकम्पते मां कश्चिन्मृगचारी मुनिर्भगवान् । भगवन्ननुगृहीतोऽस्म्यहमुपदेशाद्भगवतः । अलमेतावद्भिः कुसुमैः । सर्वमधिजग्मुषः कुतः शोकः । चारैः पश्यन्ति राजानश्चक्षुर्भ्यामितरे जनाः । एकः श्लाघ्यो विवस्वान्परहितकरणायैव यस्य प्रसादः । धन्योऽ-

× आत्मन् સ્વવાચક સર્વનામ (પોતાનું) તરીકે પણ વપરાય છે. જ્યારે આ અર્થમાં વપરાયું હોય ત્યારે એ જે નામને માટે વપરાયું હોય તે ફાવે તે જાતિનું કે ફાવે તે વચનનું હોય તોપણ એ (आत्मन्) હંમેશાં એકવચન અને પુલ્લિંગમાંજ વપરાય છે; જેમકે मनुष्यः-नार्यः-बालकौ-आत्मनः कल्याणमिच्छन्ति ।

उपानहौ च वासश्च धृतमन्यै र्न धारयेत् । प्रातरुत्थाय ब्राह्मणा वेदानधीयीरन् । रिक्तहस्तस्तु नोपेयाद्राजानं दैवतं गुरुम् । विश्वंभरा भगवती भवतीमसूत राजा प्रजापतिसमो जनकः पिता ते ।

(ग) विषं रुधिरमासाद्य प्रसर्पति यथा तनौ ।
तथैव च्छिद्रमासाद्य दोषश्चित्ते प्रसर्पति ॥

कवीन्दुं नौमि वाल्मीकिं यस्य रामायणीं कथाम् ।
चन्द्रिकामिव चिन्वन्ति चकोरा इव साधवः ॥

एकः स्वादु न भुञ्जीत एकश्चार्थान्नचिन्तयेत् ।
एको न गच्छेदध्वानं नैकः सुप्तेषु जागृयात् ॥

न दुर्जनः सज्जनतामुपैति बहुप्रकारैरपि सेव्यमानः ।
भूयोऽपि सिक्तः पयसा घृतेन न निम्बवृक्षो मधुरत्वमेति ॥

व्यापारान्तरमुत्सृज्य वीक्षमाणो वधूमुखम् ।
यो गृहेष्वेव निद्राति दरिद्राति स दुर्मतिः ॥

मन्दोऽप्यमन्दतामेति संसर्गेण विपश्चितः ।
पङ्कच्छिदः फलस्येव निकषेणाविलं पयः ॥

कविः करोति पद्यानि लालयत्युत्तमो जनः ।
तरुः प्रसूते पुष्पाणि मरुद्वहति सौरभम् ॥

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

गुणिनि गुणज्ञो रमते नागुणशीलस्य गुणिनि परितोषः ।
अलिरेति वनात्पद्मं न दर्दुरस्त्वेकवासोऽपि ॥

यथा काष्ठं च काष्ठं च समेयातां महोदधौ ।
समेत्य च व्यपेयातां तद्वद्भूतसमागमः ॥

## શબ્દકોષ ૨૭.

### બીજા ગણના ધાતુઓ.

**इ** પ. જવું. **अधि** + ० સ્મરવું; યાદ લાવવું. **अति** + ० ઓળંગવું; ચાલ્યુંજવું; **अनु** + ० અનુસરવું. **अप** + ० દૂર (નાશી) જવું **अभि** + ० પાસે, તરફ જવું. (૨) મેળવવું **अभ्युप** + ० શરણ જવું. **अव** + ० જાણવું; ખબર હોવી. **आ** + ० આવવું. **उद्** + ० ઉપર આવવું; ઉગવું. (૨) ઉદ્ભવવું. **परि** + ० પ્રદક્ષિણા કરવી; આસપાસ ફરવું. **प्र** + ० મરી જવું. **प्रति** + ० માનવું; વિશ્વાસ મૂકવો. (૨) જાણવું. **प्रत्युद्** + ० સામા (તેડવા) જવું; સામૈયું કરવું. **वि** + ० નાશ થવો; બદલવું; (૨) વપરાઇ જવું; વ્યય થવો. **व्यप** + ० દૂર જવું; છૂટા પડવું. **सम्** + ० એકત્ર, ભેગા થવું.

**अधि** + **इ** આ. ભણવું. (૨) ભણાવવું.

**ख्या** પ. કહેવું.

**जागृ** પ. જાગવું.

**दरिद्रा** પ. ગરીબ થવું.

**दा** પ. કાપવું. **नु** પ. વખાણવું.

**नि** + **द्रा** ૨. પ. ઉંઘવું.

**पा** પ રક્ષણ કરવું. **प्सा** પ. ખાવું.

**ब्रू** ઉ. પ. બોલવું (સ. ભે માં **ब्रू** ને બદલે **वच्** નાં રૂપ વપરાય છે.)

**भा** પ. લાગવું; દેખાવું; પ્રકાશવું.

**यु** પ. જોડવું. **रा** પ આપવું.

**रु** પ. અવાજ કરવો; શોક કરવો.

**वा** પ. વાવું.

**शी** આ. સૂઇ જવું; ઉંઘવું. **अति** + ० વધવું; ચઢિઆતા થવું.

**श्रा** પ. રાંધવું. **सू** આ. જન્મ આપવો (**प्र**)

**स्तु** ઉ. પ. સ્તુતિ કરવી; વખાણવું.

**स्ना** પ. ન્હાવું. **स्नु** પ. ઝરવું; ટપકવું.

हु આ. સંતાડવું; છુપાવવું (अप-नि)

अमन्दता સ્ત્રી. હોંશિયારી.

अशीतरुचि પુ. સૂર્ય. (अशीताः रुचयः સ્ત્રી. કાન્તિ; કિરણ. यस्य सः)

आविल વિ. ગદું; ડહોળાએલું.

आसाद्य મેળવીને, પાસે જઇને.

उपानह् *સ્ત્રી. જોડો.

कवीन्दु પુ. કવિરૂપી ચંદ્ર (कविरेव इन्दुः)

गुणज्ञ વિ. ગુણજ્ઞ; ગુણની કદર કરનાર (गुणान् जानाति इति)

गुणविरोधिन् વિ. ગુણના વિરોધી; ગુણહીન.

गृहिणी સ્ત્રી. સ્ત્રી. ઘરની ધણિયાણી.

घृत ન. ઘી. दुग्धद વિ. દૂધ આપનાર.

धराधरक्रान्त વિ. થાકેલો શેષનાગ. (धराधर પુ. પૃથ્વીને ધારણ કરનાર; શેષ. क्रान्त ભૂ. કૃ. થાકેલો. क्लम् ૪. પ. क्लाम्यति થાકવું).

निकष પુ. ઘર્ષણ; સંસર્ગ.

निराकार વિ. આકાર રહિત; ચિન્હ રહિત.

पङ्कच्छिद् પુ. નિર્મળી; પાણી સાફ કરનાર ફળનું ઝાડ.

प्रणयिन् વિ. પ્રેમાળ; (૨) પુ. મિત્ર; પ્રેમી જન.

प्राक् અ. પહેલાં. (પંચમી સાથે.)

प्रियदर्शन વિ. સુંદર ચ્હેરાવાળો; દેખાવડો.

बर्हिन् પુ. મોર. भूतसमागम પુ. પ્રાણીઓનું એકત્ર થવું તે.

मध्याह्न પુ. બપોર.

रिक्तहस्त વિ. ખાલી હાથવાળો. (रिक्त ભૂ. કૃ. ખાલી)

---

* આ શબ્દના અન્ત્ય ह् નો પદાન્તે त् કે द्, અઘોષ વ્યંજનથી શરૂથતા પ્રત્યય પૂર્વે त् અને ઘોષ વ્યંજનથી શરૂથતા પ્રત્યય પૂર્વે द् થાય છે—उपानत्-द्, उपानहौ, उपानह × × × उपानहा, उपानद्भ्याम्, उपानद्भिः × × × उपानत्सु વગેરે.

**वार्ता** સ્ત્રી. ખબર. **विश्वंभरा** સ્ત્રી. પૃથ્વી.
**व्यापारान्तर** ન. બીજો ધંધો.
**संस्त्याय** પુ. ઘર; સ્થાન.
**सज्जनता** સ્ત્રી. સૌજન્ય; ભલમનસાઇ.
**सिक्त** ભુ. કૃ. છાંટેલું; સિંચન કરેલું.
**सौरभ** ન. સુગંધ.

ધાતુઓ.

**लल्** ૧. પ. રમવું. (પ્રે) (**लालयति**) રમાડવું. ૧૦. પ ઇચ્છવું.
**अभि + वृत्** ૧. આ. પાસે જવું; (૨) હલ્લો કરવો.
**प्र + सृप्** ૧. પ. ફેલાવવું; પ્રસરવું.

---

# પાઠ ૨૮મો.

## બીજોગણ (ચાલુ)

### વ્યંજનાન્ત ધાતુઓ.

**आस्** આ. બેસવું—વર્ત૦ **आसे × आस्महे । आस्से × आध्वे । आस्ते × आसते ।** આજ્ઞા૦ **आसै × आसामहै । आस्स्व × आध्वम् । आस्ताम् × आसताम् ।** વિધ્ય૦ **आसीय × × × ।** હ્ય. ભૂ. **आसि × आस्महि । आस्थाः × आध्वम् । आस्त × आसत । वस्** આ. ને **आ + शास्** આ. નાં રૂપ **आस्** આ પ્રમાણે થાય છે.

**वच्** પ. બોલવું—વર્ત૦ **वच्मि × वच्मः । वक्षि × वक्थ । वक्ति वक्तः* ।** આજ્ઞા૦ **वचानि × वचाम । वग्धि × वक्त । वक्तु × वचन्तु ।** વિધ્ય૦ **वच्याम् × × × ।** હ્ય. ભૂ.

---

* **वच्** નું વર્ત૦ ત્રી. પુ બ વ. નું રૂપ નથી.

**अवचम् × अवच्म । अवक्-ग् × अवक्त । अवक्-ग् × अवचन् ।**

**द्विष्** ઉ. પ. દ્વેષ કરવો—તે હ્ય. ભૂ. ત્રી. પુ. બ. વ. માં **अन्** ને બદલે વિકલ્પે **उस्** પ્રત્યય લાગે છે.

વળી નિ. ૬ પા. ૧૫૦ જુઓ.

પરસ્મૈ. વર્ત૦ **द्वेष्मि × द्विष्मः । द्वेक्षि × द्विष्ठ । द्वेष्टि × द्विषन्ति ।** આજ્ઞા૦ **द्वेषाणि × द्वेषाम । द्विड्ढि**[1] **× द्विष्ट । द्वेष्टु × द्विषन्तु ।** વિધ્ય૦ **द्विष्याम् × × × ।** હ્ય. ભૂ. **अद्वेषम् × अद्विष्म । अद्वेट्-ड् × अद्विष्ट । अद्वेट्-ड् × अद्विषन्-अद्विषुः ।**

આત્મને૦ વર્ત૦ **द्विषे × द्विष्महे । द्विक्षे × द्विड्ढ्वे । द्विष्टे, द्विषते, द्विषते ।** આજ્ઞા૦ **द्वेषै × द्वेषामहै । द्विक्ष्व × द्विड्ढ्वम् । द्विष्टाम × द्विषताम् ।** વિધ્ય૦ **द्विषीय × × × ।** હ્ય.ભૂ. **अद्विषि × अद्विष्महि । अद्विष्ठाः × अद्विड्ढ्वम् । अद्विष्ट × अद्विषत । चक्ष्** આ. **द्विष्** આ. **प्रमाणे** ચાલે છે.

૧. શબ્દને અન્તે આવેલા જોડાક્ષરનો પહેલો અક્ષર **स्** કે **क्** હોય તો તે **स्** કે **क्** નો અન્તઃસ્થ કે અનુનાસિક શિવાયના કોઈ પણ વ્યંજન પૂર્વે લોપ થાય છે પદને અન્તે આવે તો આવા જોડાક્ષરના **स्** કે **क्** નો પણ આવી રીતે લોપ થાય છે. જેમકે **चक्ष् + ते = च क् ष् + ते = चष्टे; चक्ष् + से = चष् + से = चक् + से = चक्षे** વગેરે. ( **स्कोः संयोगाद्योरन्ते च ।** )

---

[1] **द्विष् + धि = द्विष् + ढि = द्विड् + ढि = द्विड्ढि.**

**चक्ष् આ.** કહેવું—વર્ત૦ चक्षे × चक्ष्महे । चक्षे × चड्ढ्वे । चष्टे × चक्षते । આજ્ઞા૦ चक्षै × चक्षामहै । चक्ष्व × चड्ढ्वम् । चष्टम् × चक्षताम् । વિધ્ય૦ चक्षीय × × × । હ્ય. ભૂ. अचक्षि × अचक्ष्महि । अचष्ठाः × अचड्ढ्वम् । अचष्ट × अचक्षत ।

**लिह्** ઉ. પ. ચાટવું ( નિ ૪ ને ૫, પા. ૧૫૦ જુઓ )

**પરસ્મૈ**૦—વર્ત૦ लेह्मि × लिह्मः । लेक्षि × लीढ । लेढि × लिहन्ति । આજ્ઞા૦ लेहानि × लेहाम । लीढि × लीढ । लेढु × लिहन्तु । વિધ્ય૦ लिह्याम् × × × । હ્ય. ભૂ. अलेहम् × अलिह्म । अलेट्-ड् × अलीढ । अलेट्-ड् × अलिहन् ।

**આત્મને**૦—વર્ત૦ लिहे × लिह्महे । लिक्षे × लीढ्वे । लीढे × लिहते । આજ્ઞા૦ लेहै × लेहामहै । लिक्ष्व × लीढ्वम् । लीढाम् × लिहताम् । વિધ્ય૦ लिहीय × × × । હ્ય. ભૂ. अलिहि × अलिह्महि । अलीढाः × अलीढ्वम् । अलीढ × अलिहत ।

**रुद्, श्वस्, स्वप्, अन्, जक्ष्**—આ બધા પરસ્મૈ૦ધાતુઓને વ્યંજનાદિ પ્રત્યયો પૂર્વે इ લગાડવામાં આવે છે; અને હ્ય.ભૂ. ના બી. પુ.ને ત્રી.પુ. એક વચન ના स् અને त् પ્રત્યયો પહેલાં ई કે अ મૂકવામાં આવે છે; જેમકે रुद् + मि = रुद् + इ + मि=रोदिमि; अरुद् + त् = अरुद् + ई કે अ + त् = अरोदीत् કે अरोदत् વગેરે.

**रुद्** પ. રડવું—વર્ત૦ रोदिमि × रुदिमः । रोदिषि × रुदिथ । रोदिति × रुदन्ति । આજ્ઞા૦ रोदानि × रोदाम । रुदिहि × रुदित । रोदितु × रुदन्तु ।

વિધ્યo द्याम् ×××। હ્ય ભૂ. अरोदम् × अरुदिम । अरोदीः-दः × अरुदित । अरोदीत्-दत् × अरुदन् ।

जक्ष् નું વર્તo. આજ્ઞાo ને હ્ય. ભૂ. ત્રી પુ. બહુવચન અનુક્રમે जक्षति, जक्षतु ને अजक्षुः એમ થાય છે (પ.૧૫૭, પાઠ ૨૭(અ) જુઓ)

अद् પ. ખાવું—એનાં હ્ય. ભૂ. બીજે ને ત્રીજે પુ. એક વચનનાં રૂપ અનુક્રમે आदः ને आदत् એવાં થાય છે. બાકીનાં રૂપ સરળ છે.

अद्—વર્તo अद्मि × अद्मः । अत्सि × अत्थ । अत्ति × अदन्ति । આજ્ઞાo अदानि × अदाम । अद्धि × अत्त । अत्तु × अदन्तु । વિધ્યo अद्याम् × × × । आदम् × आद्म । आदः × आत्त । आदत् × आदन् ।

चकास् પ. પ્રકાશવું. ( નિ. ૮ પા. ૧૫૨ જુઓ ) આજ્ઞાo બી. પુ. એ. વ. चकाद्धि કે चकाधि બાકીનાં રૂપ નિયમિત છે.

चकास् વર્તo चकास्मि × चकास्मः । चकास्सि × चकास्थ । चकास्ति × चकासति । આજ્ઞાo चकासानि × चकासाम । चकाद्धि-धि × चकास्त । चकास्तु × चकासतु । વિધ્યo चकास्याम् × × × । હ્ય. ભૂ अचकासम् × अचकास्म । अचकाः-त्-द् × अचकास्त । अचकात्-द् × अचकासुः ।

शास् પ. સત્તા ચલાવવી-ન વ્યંજનાદિ અવિકારક પ્રત્યયો પૂર્વે शिस् થાય છે અને પછી स् નો ( નિ. ૨, પા. ૯૮. ) ष् થાય છે. એનું આજ્ઞાo બી. પુ. એ. વ. शाधि છે.

शास् વર્તo शास्मि × शिष्मः । शास्सि × शिष्ठ । शास्ति, शिष्टः, शासति । આજ્ઞાo शासानि × शासाम । शाधि × शिष्ट । शास्तु × शासतु । વિધ્યo शिष्याम् × × × । હ્ય. ભૂ. अशासम् × अशिष्म । अशाः-त्-द् × अशिष्ट । अशात्-द् × अशासुः ।

**हन्** પ. મારી નાંખવું—ના **न्** નો અન્તઃસ્થ કે અનુનાસિક વગરના કોઈ પણ વ્યંજનથી શરૂ થતા અવિકારક પ્રત્યય પૂર્વે લોપ થાય છે. સ્વરાદિ અવિકારક પ્રત્યયો પૂર્વે **हन्** ના **अ** નો લોપ થાય છે અને ત્યારે **ह्** નો **घ** થાય છે; જેમકે **हन् + अन्ति = ह् न् + अन्ति = घ् न् + अन्ति = घ्नन्ति।** એનું આજ્ઞા૦ બી. પુ. એ. વ. **जहि** છે. **हन्** ક્વચિત્ આત્મને૦ પણ હોય છે.

પરસ્મૈ૦ વર્ત૦ **हन्मि × हन्मः । हंसि × हथ । हन्ति × घ्नन्ति ।**
આજ્ઞા૦ **हनानि × हनाम । जहि × हत । हन्तु × घ्नन्तु ।**
વિધ્ય૦ **हन्याम् × × × ।** હ. ભૂ. **अहनम् × अहन्म ।**
**अहन् × अहत । अहन् × अघ्नन् ।**

આત્મને૦ વર્ત૦ **घ्ने × हन्महे । हसे, घ्नाथे, हध्वे । हते × घ्नते ।**
આજ્ઞા૦ **हनै × हनामहै । हस्व, घ्नाथाम्, हध्वम् । हताम् × घ्नताम् ।** વિધ્ય૦ **घ्नीय × × × ।** હ. ભૂ. **अघ्नि × अहन्महि । अहथाः × अहध्वम् । अहत × अघ्नत ।**

૨. **द**કારાદિ **ह्**કારાન્ત ધાતુના અન્ત્ય **ह्** નો પદાન્તે કે અનુનાસિક અને અન્તઃસ્થ વગરના કોઇ પણ વ્યંજનની પહેલાં **घ्** થાય છે; જેમકે **दुह् + ति = दुघ् + ति = दुघ् + धि** (નિ. ૧. પા. ૧૪૮ જુઓ.) = **दोग् + धि = दोग्धि** ( **दादेर्घातोर्घः** )

૩. કોઇ પણ ધાતુ **ब्, ग्** કે **द्** થી શરૂ થતો હોય અને એને છેડે કોઇ પણ વર્ગનો ચોથો અક્ષર ( **घ्, झ्, ढ्, ध्, भ्** ) હોય ત્યારે પદાન્તે અથવા એની પછી **स्** કે **ध्व्** આવે ત્યારે, **ब्** નો **भ्**, **ग्** નો **घ्** અને **द्** નો **ध्** થાય છે; જેમકે **दुह् + सि = दोघ्** ( નિ. ૨ ) + **सि = धोघ् + सि = धोक् + सि = धोक्षि ।**

**दुह्** ઉ. પ. દોહવું.

પરસ્મૈ૦ વર્ત૦ **दोह्मि × दुह्मः । धोक्षि × दुग्ध । दोग्धि × दुहन्ति ।**

આજ્ઞા૦ दोहानि × दोहाम । दुग्धि × दुग्ध । दोग्धु × दुहन्तु । વિધ્ય૦ दुह्याम् × × × । હ્ય. ભૂ. अदोहम् × अदुह्म । अधोक्-ग् × अदुग्ध । अधोक्-ग् × अदुहन् ।

આત્મને૦ વર્ત૦ दुहे × दुह्महे । धुक्षे × धुग्ध्वे । दुग्धे, दुहाते, दुहते । આજ્ઞા૦ दोहै × दोहामहै । धुक्ष्व × धुग्ध्वम् । दुग्धाम् × दुहताम् । વિધ્ય૦ दुहीय × × × । હ્ય. ભૂ. अदुहि × अदुह्महि । अदुग्धाः × अधुग्ध्वम् । अदुग्ध × अदुहत । दिह् ઉ. પ. ચાપડવું–આમજ ચાલે છે.

૪. व्रश्च्, भ्रस्ज्, सृज्, मृज्, यज्, राज् અને भ्राज् તથા छ् કારાન્ત ને श् કારાન્ત ધાતુઓના અન્ત્યાક્ષરને બાલે પદાન્તે કે અન્તઃસ્થ અથવા અનુનાસિક વગરના કોઇપણ વ્યંજન પૂર્વે ष् થાય છે; જેમકે माज् + ति = मार्ष् + ति = मार्ष्टि (व्रश्चभ्रस्जसृजमृजयजराजभ्राजच्छशां षः)

मृज् ના ઉપાન્ત્ય ऋ ના વિકારક પ્રત્યયો પૂર્વે અવશ્ય અને સ્વરાદિ અવિકારક પ્રત્યયો પૂર્વે વિકલ્પ, વૃદ્ધિ થાય છે.

मृज् પ. સાફ કરવું; માંજવું—વર્ત૦ मार्ज्मि × मृज्मः । मार्क्षि × मृष्ठ । मार्ष्टि, मृष्टः, मृजन्ति–मार्जन्ति । આજ્ઞા૦ मार्जानि × मार्जाम । मृड्ढि × * मृष्ट । मार्ष्टु × मृजन्तु–मार्जन्तु । વિધ્ય૦ मृज्याम् × × × । હ્ય ભૂ. अमार्जम् × अमृज्म । अमार्ट्–ड् × अमृष्ट । + अमार्ट्–ड् × अमृजन् अमार्जन् ।

ईड् આ ને ईश् આ.—ના હ્ય ભૂ બી. પુ. બ વ પ્રત્યયના स्

---

* मृज् + धि=मृष् + धि=मृड् + धि=मृड् + ढि = मृड्ढि ।

+ પદાન્તે र् થી શરૂ થતા જોડાક્ષર હોય અને એનો બીજો અક્ષર स् ન હોય તો તે કાયમ રહે છે. નિ. ૧. પા. ૯૬ પ્રમાણે એના બીજો વ્યંજનો ઉડી જતાં નથી.

ને ध्व् થી શરૂ થતા પ્રત્યયો પૂર્વે इ લગાડવામાં આવે છે; જેમકે ईश + से = ईश् + इ + से = ईशिषे; ईशिध्वे વગેરે.

**ईश्** આ. વર્ત૦ ईशे × ईश्महे । ईशिषे × ईशिध्वे । ईष्टे (નિ. ૪) × ईशते । આજ્ઞા૦ ईशै × ईशामहै । ईशिष्व × ईशिध्वम् । ईशाम् × ईशताम् । વિધ્ય૦ ईशीय × × × । હ્ય. ભૂ. ऐशि × ऐश्महि । ऐष्ठाः × ऐड्ढ्वम् ÷ । ऐष्ट ऐशत । ईड् આમજ ચાલે છે—ईड्डे ( વત. ૩. એ. વ. ) ऐड्डाः ( હ્ય. ભૂ. ૨. એ. વ. )

**विद्** પ. જાણવું—ને વર્ત૦ માં વિકલ્પે પરોક્ષભૂતના પ્રત્યયો લાગે છે. તેમજ આજ્ઞા૦ માં વિકલ્પે विद् ને પહેલાં आम् લગાડી પછીથી कृ નાં આજ્ઞા૦ નાં રૂપો જોડવામાં આવે છે. આ વૈકલ્પિક રૂપો નીચે મોટે અક્ષરે આપવામાં આવ્યાં છે.

**विद्** પ. જાણવું—વર્ત૦ वेद्मि वेद, विद्व:-विद्व, विद्मः-विद्म । वेत्सि-वेत्थ, वित्थः-विदथुः, वित्थ-विद । वेत्ति-वेद, वित्तः-विदतुः, विदन्ति-विदुः । આજ્ઞા૦ वेदानि विदाङ्करवाणि × वेदाम-विदाङ्करवाम । विद्धि-विदाङ्कुरु × वित्त-विदाङ्कुरुत । वेत्तु-विदाङ्करोतु × विदन्तु-विदाङ्कुर्वन्तु । વિધ્ય૦ विद्याम् × × × । હ્ય. ભૂ. अवेदम् × अविद्म । अवेः-त् द् ( નિ ૩, પા. ૧૪૯ જુઓ. ) × अवित्त । अवेत्-द् × अविदुः ।

**वश्** પ. ઇચ્છવું—ના व નો અવિકારક પ્રત્યયો પહેલાં उ થાય છે. એ ઉપરાંત નિ. ૪. જુઓ.

---

÷ आ + ईश् + ध्वम् = ऐश् + ध्वम् = ऐड् + ढ्वम् = ऐड्ढ्वम्

वश् ५. ઇચ્છવું—વર્ત૦ वश्मि × उश्मः । वक्षि* × उष्ठ । वष्टि × उशन्ति । આજ્ઞા૦ वशानि × वशाम । उड्ढि= × उष्ट । वष्टु × उशन्तु । વિધ્ય૦ उश्याम् × × × । હ્ય. ભૂ. अवशम् × औश्म । अवट्-ड् × औष्ट । अवट्-ड् × औशन् ।

अस् હોવું-ક્વચિત્ આત્મને પદમાં પણ વપરાય છે—વર્ત૦ हे, स्वहे, स्महे । से, साथे, ध्वे । स्ते, साते, सते । આજ્ઞા० असै × असामहै । स्व × ध्वम् । स्ताम् × सताम् । વિધ્ય૦ सीय × × × । હ્ય. ભૂ आसि × आस्महि । आस्थाः × आध्वम् । आस्त × आसत । हे અ-નિયમિત છે.

વાક્યો.

(क) तृष्णां छिन्धि भज क्षमां जहि मदं पापे रतिं मा कृथाः
सत्यं ब्रूह्यनुयाहि साधुपदवीं सेवस्व विद्वज्जनम् ।
मान्यान्मानय विद्विषोऽप्यनुनय प्रच्छादय स्वान्गुणान्
कीर्तिं पालय दुःखिते कुरु दयामेतत्सतां चेष्टितम् ॥

प्रज्ञया मानसं दुःखं हन्याच्छारीरमौषधैः । मध्यमध्यास्ते÷ नभस्तलस्य भगवान्सहस्रदीधितिः । मन्त्रः प्रसवगन्धेषु विश्वसिति ।

---

* वश् + सि = वष् + सि + वक् + सि = वक्षि.
= वश् + धि = उष् + धि = उड् + धि = उड् + ढि = उड्ढि.
÷ शी, स्था અને आस् ની પહેલાં अधि ઉપસર્ગ આવ્યો હોય ત્યારે જે જગ્યાએ એ ધાતુથી બતાવાએલાં કર્મ થયાં હોય તે સ્થાનની દ્વિતીયા વપરાય છે. ( अधिशीङ्स्थासां कर्म । )

किं जीर्णं तृणमत्ति मानमहतामग्रेसरः केसरी । अधोमुखस्यापि तनूनपातो नाधः शिखा याति कदाचिदेव । सूर्ये तपत्यावरणाय दृष्टेः कल्पेत लोकस्य कथं तमिस्रा । सुखमास्तां भवान्= । लोकः परिचितं जनं द्वेष्टि नवं नवं चेहते । किं निन्दाम्यथवा स्तवीमि कथय क्षीरार्णव त्वामहम् । न द्वेष्टा विद्यते तस्य स तु द्वेष्टि न कञ्चन । न राम राज्ये रमते मनो मे । येनैव बाणेन हतः प्रियो मे तेनैव बाणेन हि मां जहि त्वम् । दातुं शक्नोति यो वित्तं स शूरः स च पण्डितः । अत्येति रजनी या तु सा न प्रतिनिवर्तते । न चैतद् विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः । ज्ञेयः स नित्यसन्यासी यो न द्वेष्टि न काङ्क्षति । चन्द्र ओषधीनामीष्टे । अतः स ओषधीनाथ इत्यभिधीयते । एति जीवन्तमानन्दो नरं वर्षशतादपि ।

(ख) आम्रान्पृष्टः कोविदारानाचष्टे । धेनूःपयोऽधोग्गोपालः । निःस्वो वष्टि शतम् । आजन्मनो न वितथं भवता किलोक्तम् । निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव । न ते मङ्गलकाले रोदितुमुचितम् । तत्प्रमृड्ढ्यश्रूणि । न द्वेक्षि यज्जनमतस्त्वमजातशत्रुः । क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः । ये तु घ्नन्ति निरर्थकं पराहतं ते के न जानीमहे । पिण्डमुत्सृज्य करमलेढ्डि । निन्दन्तः स्तूयमानो वा विद्वानज्ञो न निन्दति । धन्याः सुखं शेरते । न विद्मः किं कुर्मः । हे बटवः परिवृत्य लोष्टैरभिहत । उपनयतैनमश्वम् । एष रोहितानां मध्येचरो भवतु । केन प्राणन्ति प्राणिनः । गुणी गुणं वेत्ति न वेत्ति निर्गुणः । कथं तूष्णीमास्ते । शङ्के विप्रकृष्टो न शृणोतीति । समीपेऽस्य गत्वा पुनरेनं पृच्छामि ।

---

= भवान् આપ-એ સંસ્કૃતમાં ત્રી. પુ. સર્વનામ છે, એટલે એની સાથે ત્રી. પુ. નું ક્રિયાપદ વપરાય છે.

(ग) सर्वक्षितिभृतां नाथ दृष्टा सर्वाङ्गसुन्दरी ।
रामा रम्ये वनोद्देशे मया विरहिता त्वया ॥
यद्यत्पापं प्रतिजहि जगन्नाथ नम्रस्य तन्मे ।
भद्रं भद्रं वितर भगवन् भूयसे मङ्गलाय ॥
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे ।
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥
जनस्थाने शून्ये विकलकरणै रामचरितैः ।
अपि ग्रावा रोदित्यपि दलति वज्रस्य हृदयम् ॥
रामं दशरथं विद्धि मां विद्धि जनकात्मजाम् ॥
अयोध्यामटवीं विद्धि गच्छ तात यथासुखम् ॥
कथं नु पुत्राः पितरं हन्युः कस्यांचिदापदि ।
भ्राता च भ्रातरं हन्यात्सौमित्रे प्राणमात्मनः ॥
अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥
य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥
उपदेशं विदुः शुद्धं सन्तस्तमुपदेशिनः ।
श्यामायते न विद्वत्सु यः काञ्चनमिवाग्निषु ॥
एकेनापि सुपुत्रेण सिंही स्वपिति निर्भयम् ।
सहैव दशभिः पुत्रै भारं वहति रासभी ॥
स्पृशन्नपि गजो हन्ति जिघ्रन्नपि भुजङ्गमः ।
पालयन्नपि भूपालः प्रहसन्नपि दुर्जनः ॥

सद्विद्या यदि का चिन्ता वराकोदरपूरणे ।
शुकोऽप्यशनमाप्नोति हरे राम इति ब्रुवन् ॥
विद्यया विनयावाप्तिः सा चेदविनयावहा ।
किं कुर्मः कं प्रति ब्रूमो गरदायां स्वमातरि ॥
कामान्दुग्धे विप्रकर्षत्यलक्ष्मीं कीर्तिं सूते दुष्कृतं या हिनस्ति ।
तां चाप्येतां मातरं मङ्गलानां धेनुं धीराः सूनृतां वाचमाहुः ॥
सत्यं ब्रूयात्प्रियं ब्रूयान्न ब्रूयात्सत्यमप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥

## શબ્દોપાઠ ૮.

બીજા ગણના વ્યંજનાન્ત ધાતુઓ.

**अद्** પ. ખાવું.
**अन्** પ. શ્વાસ લેવો; જીવવું. (**प्र**)
**आस्** આ. બેસવું. **अधि** + ૦ બેસવું. **उप** + ૦ ઉપાસના કરવી; પૂજવું.
**ईड्** આ. વખાણવું.
**ईश्** આ. સત્તા ચલાવવી; રાજ કરવું; ઇશ હોવું. (ષષ્ઠી સાથે).
**चकास्** પ. પ્રકાશવું.
**चक्ष्** આ. બોલવું; **आ** + ૦ કહેવું; **वि** + **आ** + ૦ સમજાવવું. (સા. ભે. માં **चक्ष्** ને બદલે **ख्या** વપરાય છે)
**जक्ष्** પ. ખાવું. **दिह्** ઉ. પ. ચોપડવું; લેપ કરવો.
**दुह्** ઉ. પ. દોહવું. (બે કર્મ લે છે.)
**द्विष्** ઉ. પ. દ્વેષ કરવો; ધિક્કારવું
**मृज्** પ. માંજવું; સાફ કરવું. (**प्र**). **सम्** + ० સંમાર્જન કરવું; વાળવું.
**रुद्** પ. રડવું. **लिह्** ઉ. પ. ચાટવું.
**वश्** પ. ઇચ્છવું; (૨) પ્રકાશવું.
**वस्** આ. પહેરવું (કપડાં)
**विद्** પ. જાણવું.

**शास्** પ. રાજ કરવું; શાસન કરવું; નિયમમાં મૂકવું. (૨) બોધ આપવો; શિખવવું.

**आ + शास्** આ. આશા રાખવી; ઇચ્છવું.

**श्वस्** પ. શ્વાસ લેવો. **नि + ०** નિશ્વાસ નાંખવો; શ્વાસ લેવો ને કાઢવો. **वि + ०** વિશ્વાસ રાખવો; માનવું. (સપ્તમી સાથે); **सम् + आ + ०** મન શાંત રાખવું; હિંમત રાખવી.

**स्वप्** પ. સુવું; ઉંઘવું.

**हन्** પ. મારી નાંખવું. **अभि + ०** પ્રહાર કરવો; મારવું.

**अग्रेसर** પુ. આગળ ચાલનાર; આગેવાન; માર્ગદર્શક.

**अधोमुख** વિ. નીચે મોઢું કરેલો.

**अनन्य** વિ. એકનિષ્ઠ.

**अलक्ष्मी** સ્ત્રી. ગરીબાઇ; દુર્દૈવ.

**अविनयावह** વિ. અવિનય ઉત્પન્ન કરનાર.

**आवरण** ન. ઢાંકવું તે; આચ્છાદન.

**इतर** સર્વ. બેમાંથી એક (**अन्य** પ્રમાણે).

**कामरूप** વિ. કામ સ્વરૂપ; મરજી.

**केसरिन्** પુ. સિંહ.

**कोविदार** પુ. કાંચન વૃક્ષ; કેરતા; ચંપાકાટી

**क्षितिभृत्** પુ. પર્વત, રાજા.

**क्षीरार्णव** પુ. ક્ષીરસાગર.

**गरद** વિ. ઝેર આપનાર. (**गर** પુ. ન. ઝેર)

**ग्रावन्** પુ. પત્થર.

**चेष्टित** ન. ચેષ્ટા; ચાલચાલ; વર્તન.

**जनस्थान** ન. જનસ્થાન; દંડકારણ્યનો એક ભાગ.

**तनूनपात्** પુ અગ્નિ.

**तमिस्रा** સ્ત્રી. અંધારી રાત્રી.

**तल** ન તળીયું; સપાટી; પૃષ્ઠભાગ

**तूष्णीम्** અ. ચૂપકીથી; શાંત.

**नवता** સ્ત્રી. નવીનતા.

**नित्याभियुक्त** વિ હંમેશાં યુક્ત; ચિત્ત પરોવાએલો.

**निःस्व** વિ. જેની પાસે કંઇ પણ ન હોય તે (**स्व** ન. દ્રવ્ય

**पदवी** સ્ત્રી. માર્ગ; રસ્તો.

**प्रपन्न** ભૂ. કૃ. શરણે ગયેલું. ( प्र + पद् ૪. આ. )

**प्रसवगन्ध** વિ. લોહીના સંબંધવાળું. ( **प्रसव** પુ. જન્મ. **गंध** પુ સંબંધ; સગાઇ )

**भुजङ्गम** પુ. સાપ.

**भूयस्** વિ. અતિશય; વધારે; ઘણું. અ. ફરીથી.

**मध्येचर** વિ. વચમાં ચરનાર.

**मानमहत्** વિ. માનભારી; માની.

**योगक्षेम** ન. યોગક્ષેમ.

**रोहित** પુ. મૃગ; એક જાતનું હરણ.

**वनोद्देश** પુ. વન પ્રદેશ. ( **उद्देश** પુ. જગ્યા પ્રદેશ )

**वराकोदरपूरण** ન. ક્ષુદ્ર પેટ ભરવું તે. ( **वराक** વિ. ક્ષુદ્ર; બિચારું.

**विकलकरण** વિ. ઇન્દ્રિયોને વિકળ કરનાર.

**वितथ** અસત્ય.

**विद्विष्** પુ. શત્રુ.

**विप्रकृष्ट** ત્રિ. દૂરનું.

**सहस्रदीधिति** પુ. સૂર્ય. ( **दीधिति** પુ. સ્ત્રી. કિરણ ).

ધાતુઓ.

**ईह्** ૧. આ. ઇચ્છવું.

**काङ्क्ष्** ૧. પ. ઇચ્છવું.

**वि + प्र + कृष्** ૧. પ. દૂર ( નષ્ટ ) કરવું.

**प्र + छद्** ૧૦. પ. ( **प्रच्छादयति** ) ઢાંકવું; છુપાવવું. ( પ્રે. )

**स्फुट्** ૧. પ. ફૂટી જવું; ભાંગી જવું.

**अनु + नी** ૧. પ્રેમ કરવો; રહાવું.

**अभि + धा** સ. બે. ( **अभिधीयते** ) કહેવાય છે.

**श्याम** ૧૦. આ. ( **श्यामायते** ) ઝાંખું પડવું; કાળું થવું ( નામ ધાતુ ).

# પાઠ ૨૯મો.

## ત્રીજો ગણ.

આ ગણમાં પણ ધાતુો **अ** વિકરણ પ્રત્યય લાગી એનો લોપ થાય છે; અને પ્રત્યય લગાડતાં ધાતુઓનું દ્વિત્વ થાય છે. વર્ત૦ અને આજ્ઞા૦ ના પરસ્મૈ૦ ત્રી. પુ. બ. વ. ના પ્રત્યય **अन्ति** અને **अन्तु** ના **न्** નો લોપ થાય છે. હ્ય. ભૂ. ના **अन्** ને બદલે **उस्** લગાડવામાં આવે છે અને એની (**उस्**) પહેલાં અન્ત્ય **आ** નો લોપ થાય છે તથા અન્ત્ય **इ**, **उ**, તથા **ऋ** હ્રસ્વ કે દીર્ઘ—નો ગુણ થાય છે.

દ્વિત્વ માટે સામાન્ય નિયમો—દ્વિત્વ એટલે દ્વિરુક્તિ—બે વખત ઉચ્ચાર; જેમકે **दा-ददा**; **भृ-बभृ** વગેરે દ્વિત્વ થએલા ધાતુના પહેલા અવયવને **अभ्यास** કહે છે, અને બંને ભાગને સામટા **अभ्यस्त** કહે છે; જેમકે **बभृ** માં પ્રથમ **ब** તે અભ્યાસ અને **बभृ** તે અભ્યસ્ત. (**पूर्वोऽभ्यासः । उभे अभ्यस्तम् ।**).

(અ) ધાતુ એકાક્ષરી હોય અને સ્વરથી શરૂ થતો હોય તો તે સ્વરનું દ્વિત્વ થાય છે અને વ્યંજનથી શરૂ થતો હોય તો પછીના સ્વર સાથે તે વ્યંજન દ્વિર્ભાવ પામે છે; જેમકે **ऋ—ऋऋ**; **भी—भीभी**; વગેરે.

(આ) ધાતુ અનેકાક્ષરી અને વ્યંજનાદિ હોય તો એના પ્રથમ વ્યંજનનું પછીના સ્વર સાથે દ્વિત્વ થાય છે, અને એ સ્વરાદિ હોય તો બીજા અક્ષરનું દ્વિત્વ થાય છે; જેમકે **जागृ—जाजागृ**; **ऊर्णु—ऊर्णुनु** વગેરે.

(ઇ) ધાતુનો પ્રથમાક્ષર જોડાક્ષર હોય તો તેમાંના પ્રથમ વ્યંજનનું દ્વિત્વ થાય છે; જેમકે **ह्री—जिह्री**; **स्मृ—सस्मृ**; વગેરે. પણ જો જોડાક્ષરનો પ્રથમાક્ષર **श्**, **ष्** કે **स्** હોય અને બીજો **श्**, **ष्** કે **स्** વગરનો અઘોષ વ્યંજન હોય તો તે અઘોષ વ્યંજનનું પછીના સ્વર સાથે દ્વિત્વ થાય છે. જેમકે **स्पृश्—पस्पृश्**.

(ઉ) અભ્યાસમાંના, પાંચમાંથી કોઇ પણ વર્ગના બીજા વ્યંજનને બદલે પહેલું અને ચોથાને બદલે ત્રીજું મૂકાય છે—घा = घाघा = दाघा = दधा (ઊ.)

(ઊ) અભ્યાસમાં દીર્ઘ સ્વર હોય તો તે હ્રસ્વ થાય છે—ज्ञा = ज्ञाज्ञा = जज्ञा; ( ए, ऐ ને બદલે इ ને ओ, औ ને બદલે उ મૂકાય છે.) ढौकृ = ढौढौकृ = ढुढौकृ = डुढौकृ (ઉ); सेव् = सेसेव् = सिसेव्; વગેરે.

(ઋ) क વર્ગના વ્યંજનને બદલે એને મળતું च વર્ગનું વ્યંજન મૂકાય છે અને ह ને બદલે ज् મૂકાય છે; જેમકે गद् = गगद् = जगद्; हु = हुहु = जुहु; વગેરે.

(ૠ) અભ્યાસના ऋ નો अ થાય છે; જેમકે कृ = कृकृ = ककृ = चकृ (ઋ) वृ = वृवृ = ववृ; વગેરે.

૧ ધાતુના અન્ત્ય इ કે ई ની પહેલાં જોડાક્ષર ન હોય અને ધાતુનું અંગ અનેકાક્ષરી હોય ત્યારે સ્વરાદિ અવિકારક પ્રત્યયો પહેલાં इ કે ई ને બદલે य् મૂકાય છે—बिभी+अति=बिभ्यति.

भी પ. બ્હીવું—भीभी = बीभी = बिभी

भी ની ई વ્યંજનાદિ અવિકારક પ્રત્યયો પૂર્વે વિકલ્પે હ્રસ્વ થાય છે.

भी પ. બ્હીવું—વર્ત૦ बिभेमि × बिभिम-बिभीमः । बिभेषि × बिभिथ-बिभीथ । बिभेति × बिभ्यति । આજ્ઞા૦ बिभयानि × बिभयाम । बिभिहि-बिभीहि × बिभित-बिभीत । बिभेतु × बिभ्यतु । વિધ્ય૦ बिभियाम्-बिभीयाम् × × × । હ્ય. ભૂ. अबिभयम् × अबिभिम-अबिभीम । अबिभेः × अबिभित-अबिभीत । अबिभेत् × अबिभयुः ।

मा આ. માપવું; हा આ. જવું; भृ ઉ. પ. ભરવું; पृ કે पॄ પ. ભરવું અને ऋ પ;–ના અભ્યાસમાંના अ ની इ થાય છે, અને निज्, विज्, विष् ના અભ્યાસમાંના इ નો ગુણ થાય છે.

भृ ઉ. પ. ભરવું–भृभृ = भिभृ = बिभृ.

પરસ્મૈ॰ વર્ત॰ बिभर्मि × बिभृमः । बिभर्षि × बिभृथ । बिभर्ति × बिभ्रति । આજ્ઞા॰ बिभराणि × बिभराम । बिभृहि × बिभृत । बिभर्तु × बिभ्रतु । વિધ્ય॰ बिभृयाम् × × × । હ્ય. अबिभरम्×अबिभृम । अबिभः×अबिभृत । अबिभः × अबिभरुः । पृ પ. આજ પ્રમાણે. ( पृ = पृपृ = पिपृ )

આત્મને॰ વર્ત॰ बिभ्रे × बिभृमहे । बिभृषे × बिभृध्वे । बिभृते × बिभ्रते। આજ્ઞા॰ बिभरै×बिभरामहै।बिभृष्व×बिभृध्वम्। बिभृताम् × बिभ्रताम् । વિધ્ય॰ बिभ्रीय × × × । હ્ય. ભૂ. अबिभ्रि × अबिभृमहि। अबिभृथाः × अबिभृध्वम् । अबिभृत × अबिभ्रत ।

मा અને हा આ. ના અન્ત્ય आ નો સ્વરાદિ અવિકારક પ્રત્યયો પૂર્વે લોપ થાય છે અને વ્યંજનાદિ અવિકારક પ્રત્યયો પૂર્વે ई થાય છે.

मा—मामा = मिमा વર્ત॰ मिमे × मिमीमहे । मिमीषे × मिमीध्वे । मिमीते × मिमते । આજ્ઞા॰ मिमै × मिमामहै। मिमीष्व × मिमीध्वम् । मिमीताम् × मिमताम् । વિધ્ય॰ मिमीय × × × । હ્ય. ભૂ. अमिमि × अमिमीमहि । अमिमीथाः × अमिमीध्वम् । अमिमीत × अमिमत । हा આ. = हाहा = हिहा = जिहा આજ પ્રમાણે.

ऋ ના અભ્યાસની इ નો इय् થાય છે. ऋ = ऋऋ = इऋ = इयृ.

ऋ ५. જવું—વર્ત૰ इयर्मि × इयृमः । इयर्षि × इयृथ । इयर्ति × इय्रति । આજ્ઞા૰ इयराणि × इयराम । इयृहि × इयृत । इयर्तु × इयृतु । વિધ્ય૰ इयृयाम् × × × । ऐयरम् × ऐयृम । ऐयः × ऐयृत । ऐयः × ऐयरुः ।

निज् उ ५. શુદ્ધ કરવું=निनिज् = नेनिज्.

પરસ્મૈ૰ વર્ત૰ नेनेज्मि × नेनिज्मः । नेनेक्षि × नेनिक्थ । नेनेक्ति × नेनिजति । આજ્ઞા૰ नेनिजानि* × नेनिजाम । नेनिग्धि × नेनिक्त । नेनेक्तु × नेनिजतु । વિધ્ય૰ नेनिज्याम् × × × । હ્ય. ભૂ. अनेनिजम् × अनेनिज्म । अनेनेक्-ग् × अनेनिक्त । अनेनेक्-ग् × अनेनिजुः ।

આત્મને૰ વર્ત૰ नेनिजे × नेनिज्महे । नेनिक्षे × नेनिग्ध्वे । नेनिक्ते × नेनिजते । આજ્ઞા૰ नेनिजै × नेनिजामहै । नेनिक्ष्व × नेनिग्ध्वम् । नेनिक्ताम् × नेनिजताम् । વિધ્ય૰ नेनिजीय×××।હ્ય.ભૂ. अनेनिजि×अनेनिज्महि। अनेनिक्थाः×अनेनिग्ध्वम्।अनेनिक्त×अनेनिजत।विज् ને विष् આમજ ચાલે છે. वेविड्ढ्वे ( વર્ત૰ ૨. બ. વ. ); वेविड्ढ्वम् (આજ્ઞા૰ ૨. બ. વ. ); अवेविष्ठाः ( હ્ય. ભૂ. ૨. એ. વ. )

हा ५. ત્યાગ કરવો—ના અન્ત્ય आ નો સ્વરાદિ અવિકારક પ્રત્યય તથા વિધ્યર્થના સર્વ પ્રત્યયો પહેલાં લોપ થાય છે, અને વ્યંજનાદિ અવિકારક પ્રત્યયો પહેલાં અન્ત્ય आ ને બદલે इ કે ई મુકાય છે આજ્ઞા૰ બી. પુ એ. વ. માં आ વિકલ્પે કાયમ રહે છે. ( जहाहि–जहिहि–जहीहि )

---

* આ ગણમાં સ્વરાદિ વિકારક પ્રત્યયો પૂર્વે ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થતો નથી; જેમકે नेनिज् + आव = नेनिजाव ( नेनेजाव नहीं ).

दा ५० वर्त० जहामि × जहिमः-जहीमः । जहासि × जहिथ-जहीथ । जहाति × जहति । આજ્ઞા૦ जहानि × जहाम । जहाहि-जहिहि-जहीहि × जहित-जहीत । जहातु × जहतु । વિધ્ય૦ जह्याम् × × × । હ્ય. ભૂ. अजहाम् × अजहिम-अजहीम । अजहाः × अजहित-अजहीत । अजहात् × अजहुः ।

हु ५. હવન કરવું—આનો સ્વરાદિ અવિકારક પ્રત્યય પહેલાં નિ ૧, પા.૧૫૮ પ્રમાણે उक् ન થતાં व् થાય છે, અને આજ્ઞા૦ બી. પુ. એ. વ. માં हि ને બદલે એને धि પ્રત્યય લાગે છે. हु=हुहु=जुहु.

हु—वर्त० जुहोमि × जुहुमः । जुहोषि × जुहुथ । जुहोति × जुह्वति । આજ્ઞા૦ जुहवानि × जुहवाम । जुहुधि × जुहुत । जुहोतु × जुह्वतु । વિધ્ય जुहुयाम् × × × । હ્ય. ભૂ. अजुहवम् × अजुहुम । अजुहोः × अजुहुत । अजुहोत् × अजुहवुः ।

ह्री ५ શરમાવું—ह्रीह्री=जीह्री=जिह्री.

ह्री ५—वर्त० जिह्रेमि × जिह्रीमः । जिह्रेषि × जिह्रीथ । जिह्रेति × जिह्रियति+ । આજ્ઞા૦ जिह्रयाणि × जिह्रयाम । जिह्रीहि × जिह्रीत । जिह्रेतु × जिह्रियतु । વિધ્ય૦ जिह्रीयाम् × × × । હ્ય. ભૂ. अजिह्रयम् × अजिह्रीम । अजिह्रेः × अजिह्रीत । अजिह्रेत् × अजिह्रयुः ।

दा ને धा ના અન્ત્ય आ નો અવિકારક પ્રત્યયો પૂર્વે લોપ થાય છે, અને પછી स्, ध्व्, त् ને थ् ની પહેલાં धा ને બદલે धत् અને दा ને બદલે दत् મૂકાય છે. धा નું પરસ્મૈ૦ આજ્ઞા૦ બી પુ એ. વ धेहि ને दा નું देहि થાય છે.

---

+ અહીંઆં ह्री ના ई નો य् નહીં થાય પણ इय् થશે કારણકે એની પહેલાં જોડાક્ષર છે.

धा પરસ્મૈ० વર્ત० दधामि × दध्मः । दधासि × धत्थ । दधाति × दधति । આજ્ઞા० दधानि × दधाम । धेहि × धत्त । दधातु × दधतु । વિધ્ય० दध्याम् × × × । હ્ય. ભૂ. अदधाम् × अदध्म । अदधाः × अधत्त । अदधात् × अदधुः ।

આત્મને० વર્ત० दधे × दध्महे । धत्से × धद्ध्वे । धत्ते × दधते । આજ્ઞા० दधै × दधामहै । धत्स्व × धद्ध्वम् । धत्ताम् × दधताम् । વિધ્ય० दधीय × × × । હ્ય. ભૂ. अदधि × अदध्महि । अधत्थाः × अधद्ध्वम् । अधत्त × अदधत । दा પ. ને આ. धा પ્રમાણે.

૨. જ્યારે ધાતુના ॠ (દીર્ઘ) નો ગુણ કે વૃદ્ધિ ન થતી હોય ત્યારે તેને બદલે इर् થાય છે; પણ જો ॠ ની પહેલાં કોઇ ઓષ્ઠ્ય વ્યંજન કે व् આવ્યો હોય તો તેનો उर् થાય છે, આ इर् ને उर् તથા र् કારાન્ત ધાતુઓમાંની इ કે उ જ્યારે એમની પછી કોઇ વ્યંજન આવે ત્યારે લંબાય છે; જેમકે (पॄ = पॄपॄ = पिपॄ) पिपॄ + वः = पिपुर् + वः = पिपूर्वः। कॄ ૬. પ. + ति = कॄ + अ + ति = किरति; दिव् ४. પ. + ति = दिव् + य + ति = दीव्यति.

पॄ પ.—વર્ત० पिपर्मि × पिपूर्मः । पिपर्षि × पिपूर्थ । पिपर्ति × पिपुरति । આજ્ઞા० पिपराणि × पिपराम । पिपूर्हि × पिपूर्त । पिपर्तु × पिपुरतु । વિધ્ય० पिपूर्याम् × × × । હ્ય. ભૂ. अपिपरम् × अपिपूर्म । अपिपः × अपिपूर्त । अपिपः × अपिपरुः ।

વાક્યો.

मित्रं प्राप्नुत सज्जना जनपदे लक्ष्मीः समालम्ब्यताम्
भूपालाः परिपालयन्तु वसुधां शश्वत्स्वधर्मे स्थिताः ।
आस्तां मानसतुष्टये सुकृतिनां नीतिर्नवोढेव वः
कल्याणं कुरुतां जनस्य भगवांश्चन्द्रार्धचूडामणिः ॥

सहसा विदधीत न क्रियामविवेकः परमापदां पदम् । प्राणांस्तृणमिव परार्थं साधवो जहति । जिहेम्यार्यपुत्रेण सह गुरुसमीपं गन्तुम् । नार्यः कासारं गत्वा प्रथमं जलपत्राण्यमृजन्पश्चादम्भसा तान्यपिपरन् । जुहुध्यग्नौ बलिमित्यादिशच्छिष्यमाचार्यः । का नाम पाकाभिमुखस्य जन्तोर्द्वाराणि दैवस्य पिधातुमीष्टे । बलवन्तं च यो द्वेष्टि तमाहुर्मूढचेतसम् । विषयान्न जहाति चेतः । नेनिग्धि ऋषेः पादौ देहि तस्मै वरासनम् । जठरं को न बिभर्ति केवलम् । मया नाम शुष्कघनगर्जितेऽन्तरिक्षे जलमिच्छता चातकायितम् । प्रायः शुभं च विदधात्यशुभं च जन्तोः सर्वंकषा भगवती भवितव्यतैव । फलन्ति कामं तरवः फलं यं तेभ्यः प्राज्ञा न बिभ्यति । शैशवात्प्रभृति पोषितां प्रियां छद्मना परिददामि मृत्यवे । एकः क्रुद्धो ब्राह्मणो हन्ति राष्ट्रम् । काचः काञ्चनसंसर्गाद्धत्ते मारकतीं द्युतिम् । सहस्रगुणमुत्स्रष्टुमादत्ते हि रसं रविः । मूढ जहीहि धनागमतृष्णां कुरु तनुबुद्धे मनसि वितृष्णाम् । ज्ञाने तिष्ठन्न बिभेतीह मृत्योः ।

(ख) भूमौ शेते दशग्रीवो महार्हशयनोचितः ।
नेक्षते विह्वलं मां च न मे वाचं प्रयच्छति ॥
समाश्वसिमि केनाहं कथं प्राणिमि दुर्गतः ।
लोकत्रयपतिर्भ्राता यस्य मे स्वपिति क्षितौ ॥
अहो जागर्ति कृच्छ्रेषु दैवं यद्बलभिज्जितः ।
लुठयन्ति भूमौ क्लिश्यन्ति बान्धवा मे स्वपन्ति च ॥

स्वर्भानु भास्करं ग्रस्तं निष्ठीवति कृताह्निकः ।
अभ्युपैति पुनर्भूमिं रामग्रस्तो न कश्चन ॥
स्वप्नजातमिदं राजन्नीहिषे स्म स्वविक्रमम् ।
दातुं नेच्छसि सीतां स्म +विषयाणां च नेशिषे ॥
तृणीह्नि देहमात्मीयं त्वं चान्नं न ददासि चेत् ।
द्रावयन्ति हि मे शोकं स्मर्यमाणा गुणास्तव ॥

\+ + + + +

जहीहि शोकं वर्धेहि प्रीतये धेहि मानसम् ।
रावणे जहिहि द्वेषं जहाहि प्रमदावनम् ॥

\+ + + + +

दैवाद्बिभीहि काकुत्स्थ जिह्रीहि त्वं तथा जनात् ।
मिथ्या मामभिसंक्रुध्यन्नश्वाश्च शत्रुणा हताः ॥

(च) पापान्निवारयति योजयते हिताय
गुह्यं च गूहति गुणान्प्रकटीकरोति ।
आपद्गतं न च जहाति ददाति काले
सन्मित्रलक्षणमिदं प्रवदन्ति तज्ज्ञाः ॥
वदतु वदतु मालीमालिमन्तो भवन्तो
वयमपि तद्दभावाद्वालिदानेऽसमर्थाः ।

* क्रुध् અને द्रुह् ની પહેલાં જ્યારે ઉપસર્ગ આવે ત્યારે જેના તરફ ક્રોધ કે દ્રોહની લાગણી બતાવવામાં આવી હોય તે દ્વિતીયામાં મૂકાય છે; ( ચતુર્થીમાં નહીં ).

\+ વર્તમાન કાળનાં રૂપ પછી स्म આવે તો તે ભૂતકાળની ગરજ સારે છે—गच्छति स्म ગયો.

जगति विदितमेतद् दीयते विद्यमानम्
न हि शशककविषाणं कोऽपि कस्मै ददाति ॥
कल्पद्रुमः कल्पितमेव सूते सा कामधुक् कामितमेव दोग्धि ।
चिन्तामणि श्चिन्तितमेव दत्ते सतां हि सङ्गः सकलं प्रसूते ॥
न कश्चिच्चण्डकोपानामात्मीयो नाम भूभुजाम् ।
होतारमपि जुह्वानं+ स्पृष्टो दहति पावकः ॥

---

+ બીજા વર્ગના ગણોના ધાતુઓનું વર્ત૦ કૃદન્ત કરવું હોય તો પરસ્મૈ૦ ધાતુના અંગને अत् ને આત્મને૦ ધાતુના અંગને आन લગાડવામાં આવે છે; अत् અને आन બંને અવિકારક છે એટલે વર્ત૦ ત્રી. પુ બ. વ. ના પ્રત્યય પહેલાં ધાતુનું જે અંગ થાય છે તેજ એમના પહેલાં પણ રહે છે; જેમકે कृ = कुर्व + अत् કે आन = कुर्वत् કે कुर्वाण; हु = जुहु + अत् કે आन = जुह्वत् કે जुह्वान, शी = शे + आन = शयानः; વગેરે. (કારણ કે शी અવિકારક પ્રત્યય પૂર્વે પણ ગુણ લે છે)

પાંચમા, સાતમા, આઠમા, નવમા અને आ કારાન્ત વર્ગના બીજા ગણના ધાતુઓના अत् અન્તવાળાં વર્ત૦ કૃદન્તો પુ મા गच्छत् જેવાં ચાલે છે. નારી જાતિમાં અને ન. લિં. પ્ર દ્વિ. સં. ના દ્વિવચનમાં એમના અન્ત્ય त् ની પહેલાં न् નથી લાગતો; જેમકે द्विषत्-સ્ત્રી द्विषती; रुन्धत्—સ્ત્રી रुन्धती; વગેરે.

ન. લિંગ—द्विषत्, द्विषती, द्विषन्ति (પ્ર. દ્વિ. સં.) બાકીનાં પુ. પ્રમાણે.

ત્રીજા ગણના ધાતુઓનાં તથા शास्, जक्ष्, चकास्, दरिद्रा ને जागृ એ બીજા ગણના ધાતુઓનાં अत् અન્તવાળાં વર્ત૦ કૃદન્તોનાં રૂપ પુ માં मरुत् પુ. જેવાં થાય છે સ્ત્રી.લિંગમાં એમના અન્ત્ય त् પહેલાં न् નથી લાગતો અને ન લિંગમાં પ્ર દ્વિ. સં. ના બહુવચનમાં વિકલ્પે न् લાગે છે; જેમકે जक्षत्—સ્ત્રી. जक्षती; बिभ्रत्-સ્ત્રી. बिभ्रती; વગેરે ન.લિંગ. बिभ्रत्, बिभ्रती, बिभ्रन्ति-ति (પ્ર. દ્વિ. સં.) બાકીનાં પુ. પ્રમાણે.

तवैतद्वाचि माधुर्यं जाने कोकिल कृत्रिमम् ।
प्रपोषितो यैस्तानेव जातपक्षो जहासि यत् ॥
न विना परवादेन रमते दुर्जनो जनः ।
काकः सर्वरसान्भुङ्क्ते विनाऽमेध्यं न तृप्यति ॥
यद्ददासि विशिष्टेभ्यो यच्चाश्नासि दिने दिने ।
तत्ते वित्तमहं मन्ये शेषं कस्यापि रक्षसि ॥
यथा मधु समादत्ते रक्षन्पुष्पाणि षट्पदः ।
तद्वदर्थान्मनुष्येभ्य आदद्यादविहिंसया ॥
सर्वतः सारमादद्यादश्मभ्य इव काञ्चनम् ॥
प्रतिपद्यस्व त्वमथैव राज्यमेषां वनौकसाम् ।
राज्यश्रीर्न जहाति त्वां गतासुमपि मानद ॥
यथोषरे बीजमुप्तं न रोहेन्न चास्य वप्ता प्राप्नुयाद्बीजभागम् ।
एवं श्राद्धं भुक्तमनर्हमाणे न चेह नामुत्र फलं ददाति ॥
नच्छन्दांसि वृजिनात्तारयन्ति मायाविनं मायया वर्तमानम् ।
नीडं शकुन्ता इव जातपक्षाश्छन्दांस्येनं प्रजहत्यन्तकाले ॥
पतितः पशुरपि कूपे निःसर्तुं चरणचालनं कुरुते ।
धिक् त्वा चित्त भवाब्धेरिच्छामपि नो बिभर्षि निःसर्तुम् ॥
मितं भुङ्क्ते संविभज्याश्रितेभ्यो मितं स्वपित्यमितं कर्म कृत्वा ।
ददात्यमित्रेष्वपि याचितः संस्तमात्मवन्तं प्रजहत्यनर्थाः ॥

## શબ્દકોષ ૨૯.

### ત્રીજાગણના ધાતુઓ.

दा ઉ. પ. આપવું.
धा ઉ. પ. પકડવું. ધરવું. अंतर् + ० પેટમાં રાખવું; (કર્મ૦ પ્ર૦) અદશ થવું. तिरस् + ० અદશ્ય થવું. श्रद् + ० શ્રદ્ધા રાખવી. अतिसम् + ० છેતરવું. अपि (पि) બંધ કરવું. अव+० ધ્યાન આપવું.

**नि** + ० મૂકવું; રાખી મૂકવું **परि** + ० પહેરવું; **वि** + ० કરવું (શાસ્ત્રમાં) આજ્ઞા કરવી. **सम्** + ० જોડવું; ચોંટાડવું; (૨) આજ્ઞા કરવી.

**निज्** ઉ. પ. સાફ કરવું; ધોવું. ( **अव** )

**पृ, पॄ** પ. ભરવું. (પાણી વગેરે)

**भी** પ. બ્હીવું.

**भृ** ઉ. પ. ભરવું (પેટ વગેરે); આશ્રય આપવો.

**मा** આ. માપવું (ભૂ. કૃ. **मित** માપેલું; નિયમિત)

**विज्** ઉ પ. જૂદું પાડવું.

**विष्** ઉ. પ. ઘેરી લેવું.

**हा** પ. ત્યાગ કરવો.

**हा** આ. જવું. **उत्** + ० ઉંચે જવું.

**हु** પ. હોમવું; હવન કરવું.

**ह्री** પ. શરમાવું; લાજવું.

**अत्मवत्** પુ. ડાહ્યો, શાંત માણસ.

**अनर्हमाण** વ. કૃ. અયોગ્ય; નાલાયક.

**अमित** વિ. અમાપ; ઘણુંજ.

**कल्पद्रुम** પુ. કલ્પવૃક્ષ. ( **द्रुम** **पु.** છોડવો ).

**कल्पित** ભૂ. કૃ. ધારેલું; ઇચ્છેલું ( પ્રે )

**काकतालीयम्** અ. ઓચિંતું. અચાનક.

**कामधुक्** સ્ત્રી. કામધેનુ.

**कृच्छ्र** પુ. ન. સંકટ; અડચણ.

**कृताह्निक** વિ. નિત્ય વિધિમાંથી પરવારેલો; ભોજન કરી રહેલો. ( **आह्निक** ન. નિત્ય વિધિ. ભોજન વગેરે )

**गालि** સ્ત્રી. ગાળ.

**गुह्य** વિ. ભૂ. કૃ. ગુપ્ત રાખવા જેવું; છાનું.

**चण्डकोप** વિ. તીવ્રકોપવાળો ( **चण्ड** વિ તીવ્ર.)

**चन्द्रार्धचूडामणि** પુ. અર્ધચંદ્ર જેના મથાનું રત્ન છે તે; શંકર.

**चातकायित** ભૂ કૃ. ચાતક પ્રમાણે વર્તેલું.

**चिन्तामणि** પુ. ચિન્તામણિ; ઈચ્છાઓ પૂરી પાડનાર મણિ.

**छद्मन्** ન. કપટ. (૨) બ્હાનું.

**छन्दस्** ન. વેદ.

**जातपक्ष** વિ. જેને પાંખો ફૂટી છે તે. ( **पक्ष** પુ. પાંખ )

**तज्ज्ञ** વિ. તજ્જ્ઞ; વિદ્વાન

**तनुबुद्धि** વિ. અલ્પમતિ.

**दशग्रीव** પુ રાવણ ( **दश ग्रीवाः** સ્ત્રી. ડોક **यस्य सः** )

**द्युति** સ્ત્રી. તેજ; પ્રકાશ

**धनागमतृष्णा** સ્ત્રી. ધન મેળવવાની ઝંખના.

**नवोढा** સ્ત્રી. નવી ( તરતની ) પરણેલી સ્ત્રી. ( **वह्** ભૂ કૃ. **ऊढ** )

**नीड** પુ. ન. માળો (પક્ષીઓનો).

**परवाद** પુ. બીજાની નિંદા.

**पाकाभिमुख** વિ ફળ આપવાને તૈયાર થએલું.

**प्रमदावन** ન અશોકવન.

**बलभिज्जित्** વિ. ઇન્દ્રને જીતનાર.

**भवाब्धि** પુ સંસારસાગર ( **भवः** સંસાર **एव अब्धिः** સાગર ).

**भवितव्यता** સ્ત્રી. વિધાતા; નસીબ.

**भूभुज्** પુ. રાજા.

**महार्हशयनोचित** વિ. કિંમતી પથારીપર સુવાને ટેવાએલો, યોગ્ય. ( **महार्ह** વિ. ઘણું કિંમતી ).

**मानद** વિ. માન આપનાર; પૂજનાર.

**मायाविन्** વિ. કપટી.

**मारकती** સ્ત્રી. નીલમની. ( **मरकत** ન. નીલમ. )

**मूढचेतस्** વિ. મૂરખ.

**रस** પુ રસ; (૨) પાણી.

**राष्ट्र** ન. રાષ્ટ્ર; દેશ.

**लोकत्रयपति** પુ. ત્રણે લોકનો પતિ.

**वप्तृ** વિ. વાવનાર.

**वरासन** ન. ઉત્તમ આસન.

**विशिष्ट** ભૂ. કૃ. અસામાન્ય; શ્રેષ્ઠ; પૂજ્ય.

**विह्वल** વિ. વિહ્વળ.

**वृजिन** ન. પાપ.

**शकुन्त** પુ. પક્ષી.

**शशकविषाण** ન. સસલાનું શિંગડું; અસંભવનીય વસ્તુ. ( **शश-क** પુ. સસલું. **विषाण** પુ. ન. શિંગડું )

शश्वत् અ. હંમેશાં.
शुष्कघनगर्जित ન. શુષ્ક વાદળાની ગર્જના.
षट्पद પુ. ભમરો.
सर्वंकष વિ. સર્વવ્યાપક; (૨) સર્વનાશક; સર્વથી ચઢી જનાર.
स्वर्भानु પુ રાહુ.
सहसा અ. ઉતાવળે; અવિચારીપણે.
सहस्रगुणम् અ. હજારગણું.

ધાતુઓ.

गुह् १. ઉ. ૫. ( गूहति-ते ) સંતાડવું; છાનું રાખવું.
ग्रास् १०. ૫. સંઆવવું; વધારવું.
संवि + भज् १ ઉ. વહેંચી આપવું ભાગ પાડવા.
युज् १०.ઉ ૫. ( योजयति-ते ) જોડવું; સંયોગ કરવો.
समा + लम्ब् १. આ. આધાર રાખવો.
लुट्-ठ् १. ૫. આળોટવું.
नि + वृ १०. ઉ. ( निवारयति ) નિવારણ કરવું; દૂર કરવુ. ( प्रे )
निस् + सृ १. ૫. બહાર નીકળવું.
नि+ष्ठिव् १. ૫. (निष्ठीवति) બહાર કાઢવું.

---

# પાઠ ૩૦મો.

## चर्पटपञ्जरिकास्तोत्रम् ।

श्रीगणेशायनमः ॥ दिनमपि रजनी सायं प्रातः शिशिरवसन्तौ पुनरायातः । कालः क्रीडति गच्छत्यायुस्तदपि न मुञ्चत्याशावायुः ॥ १ ॥ भज गोविन्दं भज गोविन्दं भज गोविन्दं मूढमते । प्राप्ते सन्निहिते मरणे नहि नहि रक्षति डुकृञ्करणे । ( ध्रुवपदम् ) । अग्रे वह्निः पृष्ठे भानू रात्रौ चुबुकसमर्पितजानुः । करतलभिक्षा तरुतलवासस्तदपि न मुञ्चत्याशापाशः । भज गो० ॥ २ ॥ यावद्वित्तोपार्जनसक्तस्तावन्निजपरिवारो रक्तः । पश्चाद्धावति जर्जरदेहे वार्तां पृच्छति कोऽपि न गेहे । भज गो० ॥ ३ ॥

जटिलो मुण्डी लुञ्चितकेशः काषायाम्बरबहुकृतवेषः। पश्यन्नपि च न पश्यति मूढ उदरनिमित्तं बहुकृतवेषः । भज गो० ॥ ४ ॥ भगवद्गीता किञ्चिदधीता गङ्गाजललवकणिका पीता । सकृदपि यस्य मुरारिसमर्चा तस्य यमः किं कुरुते चर्चाम् । भज गो० ॥५॥ अङ्गं गलितं पलितं मुण्डं दशनविहीनं जातं तुण्डम् । वृद्धो याति गृहीत्वा दण्डं तदपि न मुञ्चत्याशापिण्डम् । भज गो० ॥६॥ बालस्तावत्क्रीडासक्तस्तरुणस्तावत्तरुणीरक्तः । वृद्धस्तावच्चिन्तामग्नः परे ब्रह्मणि कोऽपि न लग्नः । भज गो० ॥ ७ ॥ पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम् । इह संसारे भवदुस्तारे कृपयाऽपारे पाहि मुरारे । भज गो० ॥ ८ ॥ पुनरपि रजनी पुनरपि दिवसः पुनरपि पक्षः पुनरपि मासः । पुनरप्ययनं पुनरपि वर्षं तदपि न मुञ्चत्याशामर्षम् । भज गो० ॥ ९ ॥ वयसि गते कः कामविकारः शुष्के नीरे कः कासारः । नष्टे द्रव्ये कः परिवारो ज्ञाते तत्त्वे कः संसारः । भज गो० ॥ १० ॥ कस्त्वं कोऽहं कुत आयातः का मे जननी को मे तातः । इति परिभावय सर्वमसारं विश्वं त्यक्त्वा स्वप्नविचारम् । भज गो० ॥ ११ ॥ गेयं गीतानामसहस्रं ध्येयं श्रीपतिरूपमजस्रम्। नेयं सज्जनसङ्गे चित्तं देयं दीनजनाय च वित्तम् । भज गो० ॥ १२ ॥ यावज्जीवो निवसति देहे कुशलं तावत्पृच्छति गेहे । गतवति वायौ देहापाये भार्या बिभ्यति तस्मिन्काये । भज गो० ॥ १३ ॥ रथ्याचर्पटविरचितकन्थः पुण्यापुण्यविवर्जितपन्थः । नाहं न त्वं नायं लोकस्तदपि किमर्थं क्रियते शोकः । भज गो० ॥ १४ ॥ कुरुते गङ्गासागरगमनं व्रतपरिपालनमथवा दानम् । ज्ञानविहीने सर्वमनेन मुक्तिं न भवति जन्मशतेन । भज गो० ॥ १५ ॥

इति श्रीमच्छंकराचार्यविरचितं चर्पटपञ्जरिकास्तोत्रं संपूर्णम् ।

# ભાષાન્તરપાઠમાળા.

---

## ( પાઠ ૧ થી ૬ વર્તમાનકાળ )

### પાઠ ૧ લો. ( અ. આ )

શ્રી ગણેશને નમસ્કાર ! ( તું ) શું કરે છે ? (હું) ફૂલોથી દેવની પૂજા કરૂં છું. રામ ગામડે જાય છે. ( તમે બે ) જૂઠું બોલો છો. ( અમે ) દરરોજ નિશાળે જઇએ છીએ. ( બે ) બળદ ગાડું ખેંચે છે. ( તેઓ ) ઉદ્યોગથી ધન મેળવે છે. થોડા પવનથી પણ ઝાડ ( બ. વ ) કંપે છે; પરંતુ પર્વતો જોરાવર પવનથી પણ કંપતા નથી. શિષ્યો ગુરૂને પગે પડે છે. રાજા પાપીઓને શિક્ષા કરે છે. ભોજનનો વખત થયો છે; (તું) કેમ વિલંબ કરે છે ? માણસ વિદ્યાથી શોભે છે. વિદ્વાનોની સભામાં મૂર્ખાઓને સ્થાન નથી. સ્હવારમાં ઠંડો પવન વાય છે. સમુદ્રનું પાણી ખારૂં હોય છે. હંસ ધોળા હોય છે, પણ કાગડાતો કાળા હોય છે. શ્રીમંતોના છોકરા વાજું વગાડે છે. (તું) શું ધારે છે ?

### પાઠ ૨ જો.

સૂર્યોદયે તારાઓ અદૃશ્ય થાય છે, રાત્રે પાછા દેખાય છે. (તું) રામની નિંદા કેમ કરે છે ? ઈશ્વરની મહેરબાની દુઃખ હરણ કરે છે. જનકની કન્યા સીતા, રામની સ્ત્રી છે. આજે દિવાળી છે ઘેર ઘેર દીવાઓ પ્રકાશે છે. જુવાન સ્ત્રીઓ ફૂલોથી ( પોતાના ) વાળ શણગારે છે. છોકરાંઓ ઘરડાઓ સાથે દેવમંદિરે જાય છે. વાદળાંના દર્શનથી મોર (બ.વ.) નાચે છે. (બે) છોકરીઓ ગીતો ગાય છે. રાત્રે શ્રીમંતોના ઘરોમાં ચોરો પ્રવેશ કરે છે અને ધન ચોરે છે. દેવોથી અમૃત પીવાયું. ડાહ્યા માણસો પુસ્તકો રચે છે. શહેરની શેરીઓમાં બાળકો રમે છે. ભક્તો ઝાડ પરથી પાકાં ફળો ખાય છે. અહંકારથી નાશ થાય છે. પોપટનો અવાજ મધુર હોય છે.

વેલીઓ બગીચાની શોભા વધારે છે. ક્ષુદ્ર માણસો થોડાથી પણ સંતોષ પામે છે. બાપ કારણ વગર ક્રોધથી (તેના બે) પુત્રોને મારે છે.

## પાઠ ૩ જો. (અ. સર્વનામ, પુ. ન.)

સાપને દૂધ ભાવે છે. સુખ કોને નથી ગમતું? બધા મનુષ્યો ધનની ઝંખના કરે છે પણ ઇશ્વરને થોડાંકજ સંભારે છે. જેનાથી કંસ મરાયો તે શ્રીકૃષ્ણને નમસ્કાર! આ મહેલ કોનો છે? અહો! એની શોભા! (હું) જે તેને ગમે છે તે તેને આપું છું પણ તેને સંતોષ થતો નથી. જેણે આશા જીતી છે તેણે સર્વ જીત્યું છે. તે બે દુષ્ટોનું વર્તન દિલગીરી ઉપજાવનારૂં છે. ગુરૂ કારણ વગર ગુસ્સે થાય છે એમ (તું) કેમ માને છે? શ્રેષ્ઠ માણસ જે જે આચરે છે તેજ બીજા માણસો પણ આચરે છે. સારા માણસોને કજીઆ ગમતા નથી. ઝાડનો છાંયડો તાપ હરણ કરે છે. તે બે છોકરાઓની માતા ક્યાં છે? (હું મારૂં) દુઃખ કોને કહું? (તું) જેની ઇચ્છા કરે છે તે (તને) મળે છે; તેમ છતાં તું નશીબને નિંદે છે. ચિંતામાંથી બધાં દુઃખો પેદા થાય છે. જેઓ અસત્ય બોલે છે તેમને ધિક્કાર છે. ભિખારીઓ એક ગામથી બીજે ગામ ભટકે છે. સૂર્ય દિવસે પ્રકાશે છે, અને ચંદ્ર રાત્રે પ્રકાશે છે.

## પાઠ ૪ થો (સર્વ૦ સ્ત્રી.)

ગરીબ માણસો ઉપર થોડાકજ દયા કરે છે. ખરેખર, શિક્ષા વગર કોઇ પણ (યોગ્ય) માર્ગે ચાલતું નથી. હમણાં (તું) કઇ ભાષા શિખે છે? (હું) સંસ્કૃત ભાષા શિખું છું. જે સ્ત્રીઓ તેમના પતિની આજ્ઞા પાળે છે તે સ્વર્ગમાં જાય છે. આ બે બાળકોની માતા કઇ? બધી સ્ત્રીઓ પોતાનાં છોકરાં ઉપર પ્રેમ રાખે છે; પણ પારકાનાં છોકરાં ઉપર કોઇ સ્ત્રી દયા રાખતી નથી. જ્યારે સૂર્ય અસ્ત થાય છે ત્યારે ઘુવડો બહાર નીકળે છે આ (બે) દુષ્ટોનો અપરાધ (હું) માફ નથી કરતો. આકાશમાં રાત્રે તારાઓ ખીલેલાં ફૂલો જેવા દેખાય છે. આ છોકરીઓ પોતપોતાનાં કામમાં પરોવાએલી છે. જેનો (તું) પાળનાર છું તે પ્રજા ખરે-

ખર ધન્ય છે. પ્રયત્ન વગર માણુસને તેની ઈચ્છિત વસ્તુ પ્રાપ્ત થતી નથી. તેને જે મળે છે તેનાથી તે સંતોષ પામે છે. તે છોકરી શરમની મારી બોલતી નથી. ઇશ્વરની કૃપાથી મૂગો પણ બોલતો થાય છે; તેના હુકમ વગર ઝાડનું પાંદડું પણ હાલતું નથી. આ ગાઢ અંધકારમાં (તું) ક્યાં જાય છે?

## પાઠ ૫ મો. (इ, उ પુ.)

સાધુઓ પર્વતોની ગુફાઓમાં ઈશ્વરનું ધ્યાન ધરે છે. સૂર્યનાં તીવ્ર કિરણોથી તપેલાં પશુઓ વૃક્ષોની શીતળ છાયાનો આશરો લે છે. બ્રહ્મા પ્રાણીઓને પેદા કરે છે, વિષ્ણુ તેમનું રક્ષણ કરે છે અને શંકર તેમનો સંહાર કરે છે. જ્યારે અગ્નિ વનને બાળે છે ત્યારે વાયુ તેને મદદ કરે છે તેથી વાયુને અગ્નિનો મિત્ર કહે છે. તેઓ બે પર્વત ઉપર રાત્રિ પસાર કરે છે. કમળ કાદવમાંથી થાય છે તેથી તેને પંકજ કહે છે વાંદરાંઓને તેમની પૂંછડી વ્હાલી હોય છે તેથી તેઓ તેને વારંવાર ચૂમે છે કવિ સારો માણુસ છે તેને (તમે) નકામા નિંદો છો. યતિઓ ઘરેણાં પહેરતા નથી. કળિયુગમાં હરિકીર્તન એજ મુક્તિનું સાધન છે. માગનારાઓને શરમ હોતી નથી. ચંદનના મૂળીઆમાં સાપ રહે છે તેમ સારા માણુસો પાસે દુર્જનો રહે છે. આ (બે) છોકરીઓ પેલાં ઝાડ ઉપર પાણી છાંટે છે. પર્વતોના શિખરોપર બરફ પડે છે. જે શત્રુઓ ઉપર પણ પ્રેમ રાખે છે તેને આખું જગત્ ચ્હાય છે. જે રણમાં પડે છે તેઓ સ્વર્ગમાં જાય છે. ક્રોધ ક્ષમાથી શાંત થાય છે. મૂર્ખાઓ મોઢેથી નકામી ગર્જના કરે છે. શિષ્યો ગુરૂઓની આજ્ઞા કદીપણ ઓળંગ ા નથી. હાથના સ્પર્શથી કોમળ કુસુમો કરમાય છે.

## પાઠ ૬ ઠ્ઠો. (अस्मद् ને युष्मद्)

તારા પિતા ક્યાં છે? ગુરૂજી જેમ મારા ઉપર પ્રેમ રાખે છે તેમ તારા ઉપર પણ રાખે છે છતાં તું એમની નિંદા કેમ કરે છે! હે કૃષ્ણ, તારૂં કલ્યાણ થાઓ! રામને તેનું કંઇપણ દેવું નથી છતાં તે રામને હંમેશાં

પીડે છે. તમે હું મીઠાં ફળો આપું છું છતાં તું તે કેમ ખાતો નથી? તારા હિત માટે અમારા પ્રયત્નો છે. અમે બે ઘેર જઇએ છીએ; તું આવે છે? અહીંઆં મારો અપરાધ નથી. હું આ દુઃખ કોને કહું? હે છોકરી, તું કોણ છે? હું ગોવિંદની કન્યા અને ગોપાળની સ્ત્રી છું; મારૂં નામ યશોદા છે. મને રમત ગમતી નથી. તેણે તારૂં શું બગાડયું છે? હું જ્યાં જ્યાં જઉં છું ત્યાં ત્યાં તેઓ બે મારી પાછળ આવે છે. તે (સ્ત્રી) ના ગીતથી બધા જણ મુગ્ધ થાય છે. જેનું અંતઃકરણ શુદ્ધ છે તેને કોઇની પણ બીક નથી. સત્સંગથી પાતકોનો નાશ થાય છે. શિક્ષક તેના વિદ્યાર્થીઓની પરીક્ષા લે છે. મારૂં હૃદય બીકથી કદાપિ કંપતું નથી. તમારા બે જણના પ્રયત્નોથી અમારા મનોરથ સફળ થયા.

## પાઠ ૭ મો. (આજ્ઞાર્થ)

હે ઇશ્વર મારા અપરાધ ક્ષમા કર અને ઘોર નરકમાંથી મારૂં રક્ષણ કર. ગામગપાટા જવા દે; સંગ્રામની વાત કહે. દેશભક્તો લાંબો વખત જીવો અને તેમનો કાળ સુખથી જાઓ! સુદેવ, નળ કયા દેશમાં છે તે કહે. શહેરથી સત્યાગ્રહાશ્રમ (બે) કોસ * (દૂર) છે. તમારા બે જણનો પ્રેમ વધો અને કજીઆનું મૂળ નષ્ટ થાઓ. હે નોકર, ઊઠ, જા, જલદીથી પાણી લાવ, મને તરસ પીડે છે. ઘેર આવેલા મહેમાનની પૂજા કર અને તેને આસન આપ. વિદ્યાર્થીઓ શિક્ષકની આજ્ઞા પ્રમાણે ચાલે. અમે આ દુઃખ કેવી રીતે સહન કરીએ? તમારી ગરીબાઇનો નાશ થાઓ. શિક્ષકો, વિદ્યાર્થીઓની પરીક્ષા લો. સુમન્ત્ર, મને વનમાં લઇજા અને પછી અયોધ્યામાં પાછો ફર. પશુઓ તરફ દયા રાખો અને ભૂખ્યાઓને અન્ન આપો. અમે શું શિખીએ? અંગ્રેજી કે સંસ્કૃત? મારા ઘરમાં બધું છે; કહે. તને શું આપું? શત્રુઓની સાથે લડ અને જય મેળવ.

---

* અન્તર–છેટું–બતાવનાર શબ્દ પ્રથમામાં વપરાય છે; જેમ કે **नगराद् योजनम् शिवगिरिः ( अस्ति )**,–શિવગિરિ શહેરથી (એક) યોજન દૂર છે.

## પાઠ ૮ મો. ( ई, ऊ અી. )

જેણે વ્યાકરણ બનાવ્યું તે પાણિનિને નમસ્કાર. નદીનું પાણી મીઠું છે, તે પી. જ્યારે મધમાખો કરડે છે ત્યારે તીવ્ર વેદના થાય છે. રામ તેની બ્હેન સાથે ચાંદનીમાં આકાશની શોભા નિહાળે છે. અંધારી રાતથી ચોરોને આનંદ થાય છે. માતા, તને નમસ્કાર કરૂં છું. સીતા અરૂન્ધતીને પગે લાગે છે. આ તરફ વાઘ છે, પેલી તરફ કરાડ છે; હું ક્યાં જાઉં ? જે સ્ત્રીમાં શરમ નથી તેની સાથે બોલવું પણ યોગ્ય નથી. ગાડું તૈયાર થયું છે, બાને બોલાવ એટલે આપણે બેસીએ. ભેગું કરેલું ધન નષ્ટ થાય છે પણ મેળવેલી વિદ્યા નાશ પામતી નથી. તેણે તારૂં શું અહિત કર્યું છે કે જેથી તું તેનું બગાડવાને તૈયાર થયો છે ? સૈનિકો સેનાના નાયકને માન આપે છે. મૂર્ખો રામનો ત્યાગ કરીને લક્ષ્મીની પાછળ દોડે છે.

## પાઠ ૯ મો. ( इ, उ સ્ત્રી. )

બધાને ઉન્નતિની ઈચ્છા હોય છે, પણ થોડાકજ તે માટે પ્રયત્ન કરે છે. દેડકા પણ દેડકીને ચાહે છે. તો માણસ ( પોતાની ) સ્ત્રી ઉપર પ્રેમ રાખે તેમાં શી નવાઈ ! તાવથી તેનું શરીર સુકાતું જાય છે પણ તે દવા ખાતો નથી. સાધુ નીતિથી ચાલે છે છતાં લોકો તેની નિંદા કરે છે. દિલીપ ( પોતાના ) ગુરૂ વસિષ્ઠની ગાયની સેવા કરે છે. હે બીકણ સ્ત્રી, અહીંઆં બીક નથી. સૂર્યના તાપથી બરફ પીગળે છે. ચન્દ્રની કાન્તિ મનનું હરણ કરે છે. હે દૂતો જાઓ અને પાંડવોની ખબર મેળવો કે તેઓ ક્યાં રહે છે, શું ખાય છે અને કેવી રીતે ( પોતાનો ) વખત પસાર કરે છે. મોક્ષને માટે કોણ પ્રયત્ન કરે છે ? જેમને સંપત્તિમાં હર્ષ નથી, વિપત્તિમાં ખેદ નથી અને જેઓ રણાંગણમાં નીડર રહે છે તેવા માણસો દુર્લભ છે. ધર્મમાં કલ્યાણ કરવાની શક્તિ છે. ઘેર ઘેર દેવમંદિર છે પણ ખરી ભક્તિ ક્યાં છે ? કોયલનો રંગ કાળો હોય છે અને કાગડા પણ કાળા છે છતાં લોકો કોયલનેજ કેમ ચાહે છે ? નટો દોરડા ઉપર નાચે છે છતાં પડી જતા નથી તેનું કારણ ચિત્તની એકાગ્રતા છે.

## પાઠ ૧૦ મો. ( ઋ. પુ. સ્ત્રી. )

જે માતા પિતા ઉપર પ્રેમ રાખતો નથી, તેને ધિક્કાર છે. છોકરીના પતિને જમાઈ કહે છે. કવિઓ વિધાતાના ચાતુર્યનું વર્ણન કરે છે. બ્રાહ્મણો સ્હવારમાં સૂર્યની પૂજા કરે છે. વક્તાના મોઢા તરફ જોયાં ન કર, તે જે કહે છે તે પ્રમાણે ચાલવાનો પ્રયત્ન કર. દાન આપનારને બધા માણસો વખાણે છે પણ દાન લેનારની તો તેઓ નિંદાજ કરે છે. સ્ત્રીની કુમારાવસ્થામાં પિતા, યુવાવસ્થામાં પતિ અને ઘડપણમાં પુત્રો રક્ષા કરે છે. દિકરી, તારા મનમાં શું છે તે મને વિના સંકોચે કહે. અમે (બે) જગત્ના કર્તા ઇશ્વરને વંદન કરીએ છીએ. શત્રુ અને મિત્ર તરફ ક્ષમા બતાવવી એ યતિઓનું ભુષણ છે. હે વિધાતા, તારી શક્તિ અગાધ છે! આ ભયમાંથી અમને ઉગારનાર બીજો કોઇ નથી. તું રહે કે જા, તારી સાથે મારે કંઇ પણ લેવાદેવા નથી. હે પંખીઓ, હે વૃક્ષો, રામને કહો કે રાવણ સીતાને હરી જાય છે. રામના દ્વેષ કરનારનો એકદમ નાશ થાઓ.

## પાઠ ૧૧ મો. ( વિધ્યર્થ. )

મૂળ ન હોય તો શાખા ક્યાંથી સંભવે? બીજાની નિંદા કરીને પોતાની ઉન્નતિનો (ચ.) પ્રયત્ન ન કરવો જોઇએ. આ વખતે હું કેવી રીતે વર્તું? તે કહો. જેનું ઇશ્વર તે રક્ષણ કરે છે તેને કોની બીક હોય? માછલાં પાણીમાં કેવી રીતે રહે છે અને કેવી રીતે પાણી પીએ છે તે જ્યારે પાણીમાં પેસીએ ત્યારે ખબર પડે. નણંદે ભાઇની માફક ભોજાઇ ઉપર પ્રેમ રાખવો જોઇએ. મહાસાગર સૂકાય, આકાશ પડે, સૂર્ય પણ શીતળ થાય, પણ મારૂં વચન નકામું નહીં જાય. જ્યાં બોલવું યોગ્ય હોય ત્યાં મૌન ન રાખવું જોઇએ. આ વખતે ગોપાળ ક્યાં હશે? એકલાએ મુસાફરીએ ન જવું. તમારે દરરોજ સ્હવારમાં સૂર્યોદય પહેલાં ઉઠવું જોઇએ અને ન્હાઇને ઇશ્વરની આરાધના કરવી જોઇએ. જો તું મારૂં કહ્યું માનીશ તો હું તને ઇનામ આપીશ. જો હું કેદમાં મરી જાઉં તો તમે મારે માટે

શોક કરશો નહીં. આપણે (બેએ) જૂઠું ન બોલવું જોઇએ. પોતાના માત્ર (બે) હાથથીજ અફાટ મહાસાગર કોણ તરી શકે?

## પાઠ ૧૨ મો. (इ, उ, ऋ ન.)

ગધેડાને ઘોડો ના માનીશ. તેને ચોકખા પાણીથી ન્હવડાવ, સારાં વસ્ત્રો અને અલંકારોથી શણગાર, પણ તે ઘોડો નહીં થાય. તેની વાણીનો પ્રવાહ મધની ધારા જેવો મધુર છે. આ સાસુ સારી છે કારણકે એ (પોતાની) વહુ ઉપર કદી પણ ગુસ્સે થતી નથી અને તેની તરફ (પોતાની) છોકરી જેવો પ્રેમ રાખે છે. હું દરરોજ નદીએ ન્હાવા માટે જઉં છું. બાગમાંથી સુવાસિત પુષ્પો લઇ આવ અને ઇશ્વરને ચઢાવવા તેની માળા ગૂંથ. જે મારી પાસે ધન માગે છે તેમને હું અન્ન આપું છું. ન્હાનાં કૃત્યો કરવા તરફ તેને પ્રીતિ નથી. એનું (સ્ત્રી) શરીર નાજુક છે; એ (સ્ત્રી) ઉન્હાળાનો આવો સખત તાપ શી રીતે સહન કરી શકશે? પાણીમાં કચરો છે; તે દૂર ઢોળી દે. એ છોકરો સારો લાગે છે, એનું નામ પૂછીજો. ચંદ્રનાં કિરણ ઠંડાં હોય છે; સૂર્યનાં ગરમ હોય છે. તે સ્ત્રીની આંખોમાંથી આંસુ ટપકે છે; એને (એના) રડવાનું કારણ પૂછ. હું જે કંઇ કરૂં છું તેનાથી મારા ભલા મિત્રો આનંદ પામે છે.

## પાઠ ૧૩ મો. (હ્યસ્તનભૂત)

વાલ્મીકિના આશ્રમ આગળ લક્ષ્મણે સીતાને ત્યજી. મેં ઝાડ ઉપર ઘણાં ફળ જોયાં. કુશને લવ વાલ્મીકિ પાસે અસ્ત્રવિદ્યા શિખ્યા. મુંબઇના રસ્તાઓ ઉપર મેં ઘણા ભિખારીઓ જોયા. પોતાની પત્ની ઇન્દુમતીને મરણ પામેલી જોઇ અજને મૂર્ચ્છા આવી. તેમને મારી શિખામણ ગમી નહીં. હું ઘરમાંજ હતો. તેં મને બૂમ કેમ ન મારી? પાંડુ દ્રુપદની કન્યા દ્રૌપદીને પરણ્યા. તે (બે) જણે ઘણી મહેનત કરી પણ તેમને ફળ મળ્યું નહીં. તેમણે પર્વત ઉપર રાત્રી પસાર કરી. હું ઘણું બોલ્યો; હવે મારે આરામ લેવો જોઇએ. જ્યારે મેં તમને બોલાવ્યા ત્યારે તમે (બે) ક્યાં ગયા હતા? જો તને અસત્ય પ્રિય હોય તો તારા સંગથી મને શો

હાલ છે ! જે પિતાએ તેમનું આજ સુધી પાલન કર્યું તેનોજ તેમણે દ્રોહ કર્યો. ગઈ કાલે પર્વતના શિખર ઉપરથી એક ગાય નીચે પડી અને મરી ગઈ.

## પાઠ ૧૪ મો. ( સહભેદ )

અહીંઆં કોઇ દેખાતું તો છે નહીં અને રૂદન તો સંભળાય છે. શું હશે ? લોકો તને હસે છે. લોકોથી તું હસાય છે. ગધેડો ભાર ઉપાડે છે. ગધેડાથી ભાર ઉપાડાય છે. તું દિવસે સુઇ જાય છે ( સ. ભે. ) તે ઠીક નથી. દેવોથી દાનવો જીતાયા. ગોવાળીઆથી ગાયો જંગલમાં લઇ જવાય છે. લબાડ (બે)થી સ્વાર્થ માટે જૂઠું બોલાય છે. આવો, આ આસનને શોભાવો. ( ક. પ્ર. ) તેણે ફૂલતો સુંઘ્યું પણ ભમરાએ તેને ડંખ માર્યો ( સ. ભે. ). નોકરોથી રસ્તા ઉપર પાણી છંટાયું. હાથનું કંકણ શું દર્પણમાં જોવાય છે ? એકે ગાએલું બીજાથી સંભળાય છે. રાજાથી હંમેશાં ભણેલા બ્રાહ્મણોને દક્ષણા અપાય છે. હું તેને તેનું નામ પૂછયાંજ કરૂંછું ( સ ભે. ) પણ તે મને કહેતો નથી. આવ, રામ, આવ; અહીંઆં બેસ. ( બે ) નોકરોથી તેમના શેઠનો હુકમ મનાય છે. દ્રૌપદીના સ્વયંવરમાં ઘણા રાજાઓ અને બ્રાહ્મણોને બોલાવવામાં આવ્યા હતા. ચોરોથી રાજાનો ખજાનો ચોરાય છે. કોનાથી સો વરસ જીવાય ? જેનાથી ઇંદ્રિયો વશકરાય છે તેનાથી આખું જગત જીતાય છે. જે હંમેશાં બીજાને નમે છે તેને આખું જગત નમે છે. ( સ. ભે. )

## પાઠ ૧૫ મો. ( अदस् ને इदम् )

આ વિશાળ પાઠશાળા કોની છે ? આ બાળકો જે આગળ દેખાય છે તેમની એ નિશાળ છે. તારા આ ભાષણથી હું ખુશ થયો છું; બોલ તને શું આપું ? મારે શાની ખોટ છે ? તારે જે આપવું હોય તે આ ગરીબ છોકરીઓને આપ. આ જંગલમાં ઘણા વાઘ છે. મહાંતીકા, તું ક્યાં છે ? હું આ રહી. આ બે છોકરીઓની નિર્દોષ રમત મને ઘણીજ ગમે છે. આ રમ્ય આશ્રમ કોનો છે ? જો, આ મૃગલાંઓ અહીંઆં કેવાં

નિર્ભયતાથી ચરે છે! અહીંથી થોડેજ દૂર મોટું તલાવ છે. એની વિદ્યા જીભને ટેરવે નાચે છે. આ નદીના પૂરથી ગઇ સાલ ઘણાં ઘર તણાઇ ગયાં. એમનો અપરાધ તું માફ કર; શું મારા અપરાધો ઈશ્વર માફ નથી કરતો ?

## પાઠ ૧૬ મો. ( વ્યંજનાન્ત શબ્દો )

જેનું હૃદય સારૂં છે તે સુહૃદ્. ઇંદ્રે બળ નામના રાક્ષસને માર્યો હતો તેથી એ બલભિદ્ કહેવાય છે. જગત્માં સુખ એ નથી અને દુઃખ એ નથી. શરદ ઋતુમાં ચંદ્રનો પ્રકાશ ઘણો આનંદ આપે છે. બ્રહ્મજ્ઞાનીને કોની બીક હોય ? આજ તે વન કે જેમાં સીતા સાથે રામ લાંબો વખત રહ્યા હતા. કવિઓ ગુણવાન મનુષ્યોના ગુણોનું કાવ્યોદ્વારા વર્ણન કરે છે. આ પરિષદમાં ઘણા પંડિતો છે; પણ તેમની વાણીમાં વિનય નથી. આકાશમાં જ્યારે વિજળી સાથે વાદળાં દેખાય છે ત્યારે લોકો વરસાદની આશા રાખે છે. હું દિવસમાં બે વાર ન્હાઉ છું. મિત્રોનું વચન પ્રમાણ છે. બધું જાણનારને મારે શું શિખવાડવું ? શુભ કૃત્ય કરનારાઓને યમની બીક નથી. કંજુસ વાણીયાની પૂંજી કોનાથી જાણી શકાય ? જો આ માળાજ પ્રાણનું હરણ કરનારી હોય તો એ મારા પ્રાણ કેમ હરણ નથી કરતી ? દેવોએ લડાઈમાં રાક્ષસોને હરાવ્યા; પણ એમના ગુરૂ શુક્રાચાર્યે એમને ફરીથી સજીવન કર્યા. દૈવવશાત્ જે મળે તેનાથી સંતોષ માનવો. તારી વાણીમાં તેમજ દૃષ્ટિમાં અમૃત ભરેલું છે.

## પાઠ ૧૭ મો. ( मत्, वत् ને यत् )

આકાશમાં વસતા ચંદ્ર અને સૂર્યને પણ સંકટ આવી પડે છે તો મનુષ્યોની શી વાત! જગતમાં કોઈ ધનવાનને પૂજે છે, કોઇ બુદ્ધિમાનને પૂજે છે, તો કોઇ ચારિત્રવાનને માન આપે છે. શહેર હોવા છતાં પણ મૂર્ખાઓ ગામડામાં રત્નની પરીક્ષા માટે દોડે છે. આપ ક્યાં જાઓ છો ? જરા ઊભા રહો; મારે આપનું કામ છે. તને હું કેટલા વખત પછી ફરીથી જોઇ શકીશ ? વિંછીની બીકથી દોડનારાએ સાપના મુખમાં ન

પડવું જોઈએ. બળવાન શત્રુની સાથે જે લડે છે તે વૃથા જીતવાની આશા રાખે છે. ચોમાસામાં વિજળીવાળાં વાદળાંઓથી આકાશ ભરેલું હોય છે. જે પરાધીન છે તેમનું જીવતર નકામું છે. હનુમાન વગર આવો મોટો મહાસાગર કોણ તરી શકે? ભગવાન શ્રીકૃષ્ણને નમસ્કાર! પ્રાણીઓને મરણની મોટી બીક હોય છે. ગરૂડ વિષ્ણુનું વાહન છે. આકાશમાંથી બરફના કરા પડતા જોઇ તેઓ ઘરમાં પેસી ગયા. ઋષ્યમૂક પર્વતપર રહેતા વાનરોએ રાવણને વલ્કલ ધારણ કરેલી અને "હે રામ! હે લક્ષ્મણ!" એવી ચીસો પાડતી સીતાને હરી જતાં જોયો.

## પાઠ ૧૮ મો. ( स्, ईयस्, पयस् )

લક્ષ્મણ રામનો ન્હાનો ભાઇ છે. કેટલાક છોકરાઓએ તલાવના પાણીમાં વિહરતાં કેટલાંક દેડકાં જોયાં અને તેમની ઉપર પથરા ફેંકવા માંડયા. નિરપરાધીને શિક્ષા મા કર. આકાશમાં કેટલા તારા છે તે કોણ ગણી શકે? અંધારૂં અને પ્રકાશ એકત્ર રહેતાં નથી. અર્જુન કૃષ્ણની ન્હાની બ્હેન સુભદ્રા સાથે પરણ્યો. તારા મોટાભાઇ કયાં છે? મોટાઓએ (તેમનાથી) ન્હાનાઓ સાથે ન લડવું જોઇએ. ધનુષ્યમાંથી બાણનો ભયંકર વર્ષાવ થાય છે. શંબૂક નામે શૂદ્ર આજ વનમાં તપ કરે છે. આજ તે નદીઓનો પવિત્ર સંગમ! આ વેલ ઉપર ધોળાં ફૂલ છે; પેલી ઉપર પીળાં છે. ચોમાસામાં આકાશ વાદળાંથી ઢંકાઇ જાય છે. ન્હાનાથી મોટાનો પરાભવ સંભવતો નથી. હંમેશાં સંતુષ્ટમન વાળાને બધી દિશાઓ સુખમય ભાસે છે. વડીલોને માથાથી નમન કર. દુર્વાસા ઋષિના શાપને લીધે દુષ્યન્ત શકુન્તલાને ભૂલી ગયો. તેના (સ્ત્રી) શરીર પર ઘરેણાં નથી; તેનાં વસ્ત્ર ઘણાંજ મેલાં છે; છતાં તેની આંખોનું તેજ માણસ માત્રનું મન હરી લે છે. કલ્યાણને માટે ઇશ્વરને શરણ જા; ઇંદ્રિયોનો ગુલામ મા થા.

## પાઠ ૧૯ મો. ( अन्, मन्, वस् વગેરે )

ખરેખર, રાજાથી તપોવનનું રક્ષણ થવું જોઇએ. તમે પણ આ કામથી થાકી ગયા છો. રાજા દશરથે પોતાની કન્યા શાન્તાને રોમપાદ

જાને આપી. આ સુંદર મોર ( બ. વ. ) જો. હે માધવ, આપણે પોતાના ણુસોને મારીને કેવી રીતે સુખી થઇશું ? ઘણા જન્મને અન્તે જ્ઞાની ઘરની પાસે જઈ પહોંચે છે. પ્રાણીઓ રાત્રે નિદ્રાથી પીડાય છે કુળવાન ુષ્યો સંકટોથી કાયર થવા છતાં નીચ કાર્યો કરતા નથી. પાપીને પાપનું ા ફળ અનુભવવા દો. પોતાને જે પ્રતિકૂળ હોય તેવું વર્તન બીજાની થે ન કરવું. પુણ્ય કર્મની સુગંધ દૂરથી આવે છે. કવિઓ દ્રવ્યના લોભથી જાનો મહિમા ગાય છે. વિદ્વાનો અભણો સાથે બોલતાં પણ શરમાય છે ! મીન પર ઉભેલા કરતાં પર્વતપર ઉભેલાની દૃષ્ટિ વધારે દૂર પહોંચે છે. ા રાજાના નોકરો પ્રેમથી એની સેવા કરતા નથી. યતિઓ વનમાં રહે અને ફળ ખાય છે. તારા જેવી મા મને દરેક જન્મમાં કેવી રીતે ો ? તેને ( સ્ત્રી ) જોઇને મારી ડાબી આંખ કેમ ફરકે છે ? ડાબી ંખનું ફરકવું ભાવિ સંકટ સૂચવે છે. સ્વર્ગમાં રહેનારાઓને દેવો કહે . આ જટા નથી પણ અંબોડો વાળેલો વાળનો સમૂહ છે. હું એકલી ાં જાઉં ?

## પાઠ ૨૦ મો. ( નવમો ગણ ).

તમે કાલે શું ખાધું ( अश् ) તે કહો. તેમણે પડોશીના ઘરમાં ારી કરતા ( मुष् ) બે ચોરોને પકડયા ( ग्रह् ) અને દોરડાથી બાંધીને बन्ध् ) સિપાઇ પાસે લઇ ગયા. પહેલાં દેવો અને દાનવોએ મહાસાગરનું થન કરી ( मन्थ् ) ઘણાં ચળકતાં અને કિંમતી રત્નો કાઢયાં. ધન મે- ળવામાં જેવો ત્રાસ નથી પડતો ( क्लिश् ) તેવો મેળવેલાનું રક્ષણ કર- વામાં પડે છે. આ આપનુંજ ઘર છે; આપને જે જોઇએ તે લો (ग्रह्); ઈ આપને અટકાવશે નહીં ( प्रति+बन्ध् ). દૂધ વેચ મા ( वि+क्री ); પાપ છે. તમે ગઇ કાલે જે પુસ્તક ખરીદ્યું ( क्री ) તે કયાં છે ? કરાઓએ માતાપિતાને ખુશ રાખવા જોઇએ ( प्री ). તમે (બે) આ ાની માળા શા માટે ગૂંથી રહ્યા છો ? ( ग्रन्थ् ). હું અહીંઆં આવ્યાને ણા વખત થઈ ગયો; હવે મને જવા રજા આપ ( अनु+ज्ञा ). દમ-

ચંતીએ દેવોને છોડી દઇને નળને પતિ તરીકે પસંદ કર્યો( वृ ). કેટલાક સાધુઓ ઘાસ ખાય છે ( अश् ) અને ઉગ્ર તપ આચરે છે. તમે આ ઘોડો શી કિંમતે ( तृ. ) ખરીદો ? ( क्री ). હે જગતના નાથ, તું આખા જગતના લોકોને ક્યારે પાવન કરીશ ? ( पू ). તમે એ મારું દુઃખ નથી જાણતા( ज्ञा ).

## પાઠ ૨૧ મો. ( પાંચમો ને આઠમોગણ ).

સાધુઓ પ્રાણીઓ ઉપર દયા કરે છે ( कृ ). ઇશ્વર આખા જગતને વ્યાપી રહેલો છે (वि+अश्). લલાટમાં લખેલું ફેરવવાને કોણ શક્તિમાન્ છે ? ( शक् ) તું શું ધારે છે ? ( मन् ); જે તારા મનમાં હોય તે સ્પષ્ટ કહે. પરમેશ્વરની મદદ વગર માણસ એકલો શું કરી શકે ? કંજુસ માણસો આખી જીંદગી સુધી ધન એકઠું કરે છે ( सम्+चि ); પણ તેનો ઉપયોગ તો બીજા જ કરે છે ( अश् ). જે કોઈ તારાં વચનો સાંભળે છે ( श्रु ) તેનું હૃદય દુભાય છે ( दु ). સરયૂ નદીના તીર પર રાજા દશરથે એક મહાન યજ્ઞ કર્યો ( तन् ) જેમાં જૂદા જૂદા દેશમાંથી આવેલા વિદ્વાન બ્રાહ્મણોને સોનાની દક્ષિણા આપવામાં આવી હતી. જે માગે ( वन् ) તેને કંઇ પણ મળતું નથી ( आप् ); જે કદી પણ યાચના નથી કરતો તેની પાસે ધનના ઢગલા આવી પડે છે. તેણે ઝાડને હલાવ્યું ( धू ) અને ફૂલ એકઠાં કર્યાં ( सम्+चि ). જે ફરે તે ચરે ( अश् ). જ્યારે બભ્રુવાહને પોતાના પિતા અર્જુનને બાણથી છાતીમાં ઘાયલ કર્યો ( क्षण्, क्षिण् ) ત્યારે અર્જુન "શાબાસ ! શાબાસ !" એમ બોલ્યો. રામની મદદને લીધે વાનરો અને રીંછોએ રાક્ષસોની સાથે લડવાની હિંમત ધરી ( धृष् ). ઘોડો પોતાના પૂંછડાને વારંવાર હલાવે છે (धु). તે બિચારો ભાર ઉપાડી શકતો નથી ( शक् ); તેને મદદ કર ( कृ ). ભરતને તેડવા માટે દશરથે નંદિગ્રામમાં બે દૂતો મોકલ્યા ( प्र+हि ). નોકરોને પૂછો કે તેમણે જમીન પર સાદડીઓ પાથરી છે કે નહીં ( स्तृ ). હે અધ્વર્યુઓ, તમે સોમ રસ કાઢ્યો ? ( सु ) ના કાઢ્યો હોય તો પહેલાં એ કામ કરો.

## પાઠ ૨૨ મો. ( સાતમો ગણ. )

જૈનો કોઈ પણ પ્રાણીની હિંસા કરતા નથી ( **हिंस्** ). આમ કરીને તું તારા હૃદયની નીચતા શા માટે ખુલ્લી કરે છે ? ( **वि+अञ्ज्** ). આપ આ ન્હાના છોકરાને આ અનુચિત કર્મ કેમ સોંપો છો ? ( **नि+युज्** ). માત્ર પોતાની ચાંચથીજ આ મહાન સમુદ્રનું પાણી કોણ ખાલી કરી શકશે ? ( **रिच्** ) માટે આ નકામો પ્રયત્ન છોડી દે. જે કોઇની પણ હિંસા કરતો નથી ( **हिंस्** ) તે જેનું જેનું ધ્યાન ધરે છે તે તે વસ્તુ એને અનાયાસેજ મળી આવે છે. કોઈ એક બાપે કોઇ એક છોકરાને ગાયોનું પાલન કરવા મૂક્યો ( **नि+युज्** ). હે ગુરો, મારાં સંસારનાં બંધનો તોડી નાંખો ( **छिद्** ) અને હું બ્રહ્મનો આનંદ અનુભવું ( **भुज्** ) તેમ કરો. આ બ્રાહ્મણો દરરોજ સ્હવારે અગ્નિહોત્ર માટે અગ્નિ સળગાવે છે ( **इन्ध्** ). હિરણ્યકે પોતાના મિત્ર ચિત્રાંગદના પાશ પોતાના દાંતથી એકદમ તોડી નાંખ્યા ( **छिद्** ). દિવાળીમાં માણસો પહેલાં પોતાના શરીરને તેલ ચોપડે છે ( **अञ्ज्** ) અને પછીથી ઉન્હા પાણીએ ન્હાય છે. છોકરાએ ઓષધીઓ ન ખાંડી ( **क्षुद्** ) તેથી વૈદ્ય તેના પર ગુસ્સે થાય છે.

## પાઠ ૨૩ મો. ( બીજો ગણ ).

બ્રાહ્મણોએ સ્હવારમાં ઊઠીને વેદોનું અધ્યયન કરવું જોઇએ (**अधि+इ**). દિવસે ન સુવું ( **शी** ) એમ મેં તને વારંવાર કહ્યા છતાં તું દિવસે કેમ સુઇ રહ્યો છે ? (**स्वप्**).ઉઠ, સ્હવાર થયું. જો કેવો શીતળ અને મંદ પવન વાય છે ! ( **वा** ) પક્ષીઓ ઝાડ ઉપર કેવાં મધુર અવાજ કરી રહ્યાં છે ! ( **रु** ); ખરેખર, તેઓ જગત્કર્તાનોજ મહિમા ગાઇ રહ્યાં છે. આ સૂર્યનારાયણ પણ પધાર્યા ( **उद्+इ** ). જાગ ( **जागृ** ). ક્યાં સુધી સુઈ રહીશ ? (**शी**). સવિતા તો બ્રાહ્મણોનું દૈવત છે; તેનું સ્તવન કર ( **स्तु** ). જે લાંબો વખત સુધી સુઈ રહે છે તે ભીખ માગે છે. ( **दरिद्रा** ). પશુઓ પણ જાગ્યાં ( **जागृ** ). અસ્વસ્થતાને બ્હાને પોતાની આળસ કેમ છુપાવે છે ?(**अप+ह्नु**).

આ હું નદીએ ન્હાવા ( **स्ना** ) ચાલ્યો; આવવું હોય તો આવ, શું કહે

છે ? ( ब्रू ). હું એકલો જાઉં, એમ ? ( या ). ઠીક છે. આ ચાલ્યો. ફરીથી તારે ત્યાં નહીં આવું. યાદ રાખજે કે તોછડાઇમાંથી તિરસ્કાર જન્મે છે (सू).

## પાઠ ૨૪ મો ( બીજો ગણ ).

( अ ) કૌરવો અને પાંડવો ભાઇઓ હતા. છતાં કૌરવો પાંડવોનો દ્વેષ કરતા ( द्विष् ). તેઓ યુધિષ્ઠિર સાથે જૂગટું રમ્યા અને કપટથી પાંડવોનું બધું રાજ્ય હરણ કર્યું. પછીથી પાંડવોએ વલ્કલો પહેર્યા ( वस् ) અને પોતાની સ્ત્રી દ્રૌપદી સાથે વનમાં ગયા ( इ ). ત્યાં તેઓ ઘાસની પથારી પર સુતા ( स्वप् ) અને કંદમૂળ ખાતા ( जक्ष् ). ત્યાં પણ કૌરવોએ તેમને જંપવા દીધા નહીં ( भृशं पीड् ). તેમણે દુર્વાસા ઋષિને પાંડવોનો છળ કરવા મોકલ્યા પણ ઋષિએ તેમને શાપ આપવાને બદલે આમ આશીર્વાદ આપ્યો (आ+शास्)"દિકરાઓ, શત્રુઓનો પરાજય કરીને થોડાજ વખતમાં તમે તમારૂં ગએલું રાજ્ય પાછું મેળવો !" પછીથી કૌરવ પાંડવો વચ્ચે મોટું યુદ્ધ થયું; તેમાં પાંડવોએ બધા કૌરવોને મારી નાખ્યા (हन्).

( आ ) તું જે જાણતો હોઉં ( विद् ) તે મને કહે ( चक्ष् ). દાસી, પહેલાં પવાલું માંજ ( मृज् ) અને પછી મારે માટે એ ભરીને પાણી લઇ આવ. રામા, ગાય દોહી કે ? ( दुह् ) મારે દૂધ પીવું છે. રાજાએ ન્યાયથી પ્રજા પર રાજ્ય કરવું જોઇએ ( शास् ). તે શત્રુને મારવા પોતાના બાણોને ઝેર ચોપડે છે ( दिह् ). તું હાથ કેમ ચાટે છે ( लिह् ) ? તને ખાવાનું નથી મળતું ? હે મૂરખ, સૂર્યનું સ્તવન કર ( ई ) કે તારામાં કંઈ અક્કલ આવે. તું ફાવે તે હો, હું તને નમસ્કાર કરૂં છું.

## પાઠ ૨૫ મો. ( ત્રીજોગણ ).

હે રામ તું તારી ધર્મપત્નીનો કેમ ત્યાગ કરે છે ? ( हा ). કોઇને પણ એંઠવાડ ન આપવો જોઇએ ( दा ). હે બાળક તું કોની બીક રાખે છે ? ( भी ). આવ, આમ ધ્રૂજે છે કેમ ? તું અગ્નિમાં આહુતિ નાંખ (हु). ઘેર આવેલા અતિથિના પહેલા પગ ધોવા ( निज् ) અને પછીથી એને આસન આપવું ( दा ). છોકરી, ધીરજ રાખ ( समा+श्वस् ); છરવાની

આશા છોડી દઇશ નહીં (हा). શેષ પોતાના માથા ઉપર આખી પૃથ્વીનો ભાર ધારણ કરે છે (भृ); છતાં વિષ્ણુ ભગવાન્ એના શરીર ઉપર સૂઈ જાય છે. ખરેજ, બીજાનું દુઃખ શીતળ છે એમ કહ્યું છે તે ખરૂં જ છે. તને વારંવાર એમ કરવાની ના કહ્યા છતાં, જૂઠું બોલતાં તને શરમ નથી આવતી? (ह्री). જે વારંવાર પ્રતિજ્ઞા તોડે તેની સાથે સંધિ કરીશ નહીં (सम्+धा). મેં તને ગઇ કાલે જે પુસ્તક આપ્યું (दा) હતું તે તેં ક્યાં મૂક્યું? (नि+धा). જે મેલાં વસ્ત્રો ધારણ કરે છે (परि+धा) તેને લોકો માન આપતા નથી. તે નદી પર ગઇ, માટીથી વાસણ માંજ્યા, અને પાણી ભરી (पृ) ઘેર પાછી ફરી.

## પાઠ ૨૬ મો.

કોઇ એક ગરીબ વિધવાને ઘેર એક મરઘી હતી. તે દરરોજ સ્હવારમાં એક સોનાનું ઇંડું મૂકતી. પણ એ વિધવાએ દરરોજ એક ઇંડાથી સંતોષ ન પામતાં, એ મરઘીના પેટમાં રહેલાં બધાં ઇંડાં એકી સાથે મળે એ હેતુથી એક દિવસે એ મરઘીને મારી નાખી. પછીથી જ્યારે એના પેટમાંથી એકપણ ઇંડું ન નીકળ્યું ત્યારે તે નશીબનો વાંક કાઢી મોટેથી રડવા લાગી. દુનિયામાં એવા ઘણા માણસો છે કે જેઓ જાતે સંકટ વ્હોરી લઈ આ વિધવાની માફક દૈવને નિંદે છે.

## પાઠ ૨૭ મો.

ઉજ્જનમાં વિક્રમ નામે એક ધાર્મિક રાજા થઇ ગયો. તેના શીલની પરીક્ષા કરવા માટે સુરભિ સ્વર્ગમાંથી નીચે આવી અને કોઇ એક ઠેકાણે તેના આવવાના માર્ગમાં દુબળી થઈ, કાદવથી ભરેલા એક મોટા ખાડામાં દુઃખનો આવિર્ભાવ કરતી પડી રહી. વિક્રમને તેને જોઇને દયા આવી તેથી તે એકદમ જાતેજ કાદવમાં કૂદી પડ્યો અને એને બહાર ખેંચી કાઢી. પછીથી તેને શુદ્ધ જળથી ધોઇ, ઘાસનો પૂળો નાંખી તેની સેવા કરવા લાગ્યો. એનો એ શુદ્ધ ભાવ જોઈ, સુરભિ પ્રસન્ન થઈ અને બોલી. "હે રાજા હું સુરભિ છું. તારી ધાર્મિકતાની પરીક્ષા લેવા માટે સ્વર્ગમાંથી

પૃથ્વીપર આવી છું. આ તારી પરોપકારી વૃત્તિથી હું ઘણી ખુશ થઈ છું. જે ઇચ્છા હોય તે વરદાન માગ." ત્યારે વિક્રમે નમન કરીને કહ્યું "ભગવતિ, જો તું સંતુષ્ટ થઈ હોય તો મહેરબાની કરી ને (अहं) આજથી મારે ત્યાં રહે." કામધેનુ એમ કરવાની હા પાડીને ત્યારથી એની થઈ એને ઘેર રહી.

## પાઠ ૨૮ મો.

કોઇ એક ગામમાં શુદ્ધપટ નામનો ધોબી રહેતો હતો. તેની પાસે એક ગધેડો હતો. તે ઘાસ ન મળવાથી અતિશય દુબળો થઈ ગયો. પછીથી તે ધોબીને કોઇ એક ઠેકાણે વાઘનું ચામડું મળી આવ્યું. એ જોઇ એણે વિચાર કર્યો, "હા, ઠીક થયું. આ ચામડું પહેરાવીને ગધેડાને રાત્રે ખેતરમાં છોડી મૂકીશ જેથી એને વાઘ ધારીને પાસેના માણસો ખેતરમાંથી કાઢી મૂકશે નહીં." એમ કરવામાં આવ્યું અને ગધેડો રાત્રે યથેષ્ટ યવ ખાવા લાગ્યો. રાત પૂરી થતાં ધોબી તેને પાછો ઘેર લઈ જતો. વખત જતાં ગધેડો જાડો થયો. એને બાંધવામાં પણ મુશ્કેલી પડતી. એક દિવસે એ મદોન્મત્ત ગધેડાએ દૂરથી બીજા ગધેડાનું ભૂંકવું સાંભળ્યું અને પોતે કોણ છે તે ભૂલી જઇ પોતે પણ મોટેથી ભૂંકવાનું શરૂ કર્યું એનું ભૂંકવું સાંભળીને ખેડુતો દોડી આવ્યા અને આ તો વાઘના ચામડામાં ઢંકાએલો ગધેડો છે એમ માની લાકડીઓ અને પથરાઓથી એને મારી નાખ્યો.



# કઠણ શબ્દોનો કોષ.

## ( ગુજરાતી-સંસ્કૃત )

અક્કલ प्रज्ञा, मति, बुद्धि સ્ત્રી.
અગ્નિ अनल, अग्नि પુ.
અગ્નિહોત્ર अग्निहोत्र ન.
અંગ્રેજી आङ्गलभाषा સ્ત્રી.
અતિથિ अतिथि, अभ्यागत પુ.
અદૃશ્ય થવું नश् ૪. પ. तिरस् + धा ૩. ઉ. પ.
અધ્વર્યુ अध्वर्यु પુ.
અનાયાસે आयासं विना, लीलया-
અનુચિત अनुचित, अयोग्य, अनुपपन्न વિ.
અનુભવવું अनु + भू ૧. પ.
અને च અ.
અંતઃકરણ अंतःकरण, मनस् ન.
અંધકાર, અંધારૂં } अंधकार પુ. तमस् ન.
અંધારી कृष्ण વિ.
અન્ન अन्न ન.
અપરાધ अपराध પુ.
અફાટ दुस्तर વિ.
અભણ अपंडित વિ.
અમૃત अमृत ન.
અંબોડો वेणि ( णी ) સ્ત્રી.
અલંકાર अलङ्कार પુ. भूषण ન.
અવાજ रव, ध्वनि, शब्द પુ. रुत ન.
અસ્ત્રવિદ્યા अस्त्रविद्या સ્ત્રી.
અસ્વસ્થતા अनारोग्य, अस्वास्थ्य ન.
અહિત अहित, विप्रिय ન.
અહીંયાં अत्र, इह અ.
અહો अहो અ.
અહંકાર अहंकार, अभिमान, दर्प, गर्व પુ.
આંસુ अस्त्र, अश्रु ન.
આકાશ आकाश પુ. ન. वियत्, नभस् ન.
આખી જીંદગી સુધી यावज्जीवम् અ.
આખું अखिल વિ.
આગળ अग्रे, पुरस्, पुरतस् पुरस्तात् અ.

આંખ **नयन, नेत्र, अक्षिन्, चक्षुस्** ન

આચરવું **आ + चर्** १. પ.

આજ **अद्य** અ.

આજથી **अद्यप्रभृति** અ.

આજસુધી **अद्ययावत्** અ.

આજ્ઞા પાળવી **आज्ञया + वृत्** १ આ. **अनु+रुध्** ४ આ.

આતરફ **इतः** અ.

આનંદ થવો **मुद्, रम्** १. આ.

આપવું **दा [ यच्छ् ]** १. પ. **दा** ૩. ઉ પ.

આપનાર **दातृ** પુ. ન.

આમ **एवम्** અ.

આરાધના કરવી **पूज्** १०. પ.

આરામ લેવો **वि + श्रम् [श्राम्]** ४. પ.

આવેલું **आगत** ભૂ. કૃ.

આવિર્ભાવ કરવો **आविस् + कृ** ८. ઉ. પ.

આશરો લેવો **आ + श्रि** १. આ.

આશા રાખવી **अप क्ष्** १. આ.

આશીર્વાદ **आशीर्वाद** પુ. **आशिस्** સ્ત્રી.

આશ્રમ **आश्रम** પુ.

આસન **आसन** ન.

આહુતિ **बलि** પુ **आहुति** સ્ત્રી. **हविस्** ન.

આળસ **आलस्य** ન.

ઇચ્છવું **इष् [ इच्छ् ]** ६. પ.

ઇચ્છિત વસ્તુ **इष्ट, अभीप्सित, ईप्सित** ન.

ઈંડું **अण्ड** ન.

ઈનામ **पारितोषिक** ન.

ઇન્દ્રિય **इन्द्रिय** ન.

ઈશ્વર **ईश्वर** પુ.

ઉગારનાર **त्रातृ, रक्षितृ** પુ. ન. **रक्षक** પુ.

ઉગ્ર **उग्र, भीषण भयंकर** વિ.

ઉજ્જન **उज्जयिनी** સ્ત્રી.

ઉદ્યોગ **उद्योग, उद्यम** પુ.

ઉન્નતિ **अभ्युदय** પુ. **उन्नति** સ્ત્રી. **श्रेयस्** ન.

ઉન્હું **उष्ण** વિ.

ઉન્હાળો **निदाघ** પુ.

ઉપર **उपरि** અ. (ષષ્ઠી સાથે).

ઉપાડવું **वह्** १, ઉ. પ.

ઉભેલો **तस्थिवस्** વિ.

ઊઠવું **उद् + स्था [ तिष्ठ् ]** १. પ. (બેઠા હોય ત્યાંથી)

ઉઠવું **बुध्** ૪. આ. (**प्रति**) (ઉંઘમાંથી) **जागृ** ૨. પ.
ઋષિ **ऋषि** પુ.
ઋષ્યમૂક **ऋष्यमूक** પુ.
એકદમ **सत्वरम्, तूर्णम्, झटिति, सपदि** અ.
એકલો **एकाकिन्** વિ.
એકાગ્રતા **ऐकाग्र्य** ન.
એકી સાથે **सपद्येव** અ.
એંઠવાડ **उच्छिष्ट** ન.
ઓળંગવું **लङ्घ्** ૧. આ. ૧૦. પ. (**उद्**).
ઔષધી **ओषधि** (**धी**), **औषधि** (**धी**) સ્ત્રી.
કંકણ **कंकण** પુ. ન.
કચરો **पङ्क** પુ. ન. **धूलि** પુ. સ્ત્રી. **रजस्** ન.
કજીયો **कलह, कलि** પુ.
કંજુસ માણસ **कृपण** પુ.
કદાપિ **कदापि** અ.
કંદમૂળ વગેરે **कन्दमूलादीनि** ન. (બ. વ.)
કન્યા **कन्या, दुहितृ, पुत्री** સ્ત્રી.
કપટ **कपट** પુ. ન. **छद्मन्** ન.
કમળ **कमल; उत्पल, पद्म** ન.
કંપવું **कम्प्, वेप्** ૧. આ.
કરડવું **दंश्** [**दश्**] ૧. પ.
કરમાવું **म्लै** ૧. પ.
કરવું **अनु + स्था** ૧. ઉ. પ. **कृ** ૮. ઉ. પ. **वि + धा** ૩. ઉ. પ.
કરાડ **तटी** સ્ત્રી.
કલ્યાણ **भद्र, कल्याण, मङ्गल, श्रेयस्** ન.
કવિ **कवि** પુ.
કહેવું **कथ्** ૧૦. પ. **चक्ष्** ૨. આ.
કળિયુગ **कलि** પુ. **कलियुग** ન.
કાગડો **काक, वायस** પુ.
કાઢવું (બહાર) **कृष्** ૧. પ. ૬. ઉ.
કાઢી મૂકવું **निस् + कास्** ૧૦. પ.
કાદવ **पङ्क** પુ. ન.
કાન્તિ **कान्ति** સ્ત્રી. **तेजस्** ન.
કામધેનુ **सुरभि** સ્ત્રી.
કાયર થવું **अभि + भू** ૧. પ. (ક. પ્ર.)
કારણ **कारण** ન. **हेतु** પુ.
કારણકે **हि, यतः** અ.
કાવ્યો દ્વારા **काव्यैः** ન. (તૃ. બ. વ.)

કિંમત **मूल्य** न.
કિંમતી **महार्ह, मूल्यवान्** वि.
કિરણ **किरण, अंशु, रश्मि** पु.
કુમારાવસ્થા **कौमार** न.
કુસુમ **कुसुम, पुष्प** न.
કુળવાન **कुलीन** वि.
કૂદી પડવું **अव + गाह्** १. आ.
કૃત્ય **कृत्य, कार्य, कर्मन्** न. **कृति** स्त्री.
કેદ **कारागार** न.
કેમ ? **किम्, कथम्** अ.
કોમળ **कोमल, मृदु** वि.
કોયલ **पिक, कोकिल** पु.
કોસ **क्रोश** पु.
કર્તા, કરનાર **कर्तृ** पु. न.
ક્યાં **क्व** अ.
ક્યાંથી **कुतः** अ.
ક્યાં સુધી **कियच्चिरम्** अ.
ક્રોધ **क्रोध** पु.
ક્ષમા **क्षमा** स्त्री.
ક્ષુદ્ર **क्षुद्र, नीच, अल्प लघु** वि.
ખજાનો **कोश (ष), निधि** पु. न.
ખબર **वार्ता, प्रवृत्ति,** स्त्री. **वृत्तान्त** पु.

ખબર પડવી **ज्ञा [जा]** ९. उ. प.
ખરૂં **सत्य** वि.
ખચ્ચર **नूनम्**
ખાડો **गर्त** पु. न. ( **र्ता** )
ખારૂં **क्षार, लवण** वि.
ખાવું **भक्ष्** १०. प; **खाद्** १. प. **अद्** २. प.
ખાવાનું **खाद्य** न.
ખીલેલું **विकसित** वि.
ખુશ થવું **तुष्** ४. प.
ખેંચવું **कृष्** १. प. ६. उ. प.
ખેડુત **क्षेत्रप, कृषीवल** पु.
ખેતર **क्षेत्र** न.
ખેદ **विषाद** पु. **ग्लानि** स्त्री.
ખોટ **अभाव** पु. **न्युनता** स्त्री. **अलाभ** पु. ( अप्राप्ति. )
ગઇ કાલે **ह्यस्** अ.
ગઇ સાલ **गते ( अतीते ) वर्षे** ( स. એ. વ. )
ગણવું **गण्** १०. प.
ગધેડું **रासभ, गर्दभ** पु. ( स्त्री. **भी** )
ગરમ **उष्ण** वि.
ગરીબ **दरिद्र, अकिञ्चन** वि.
ગરીબાઇ **दारिद्र्य** न.
ગરૂડ **गरुत्मत्, गरुड** पु.

ગાડું शकट પુ. ન.
ગાઢ अन्ध, स्फीत વિ.
ગ્રામગપાટા ग्रामवृत्तान्त પુ.
ગામડું ग्राम પુ.
ગાય धेनु સ્ત્રી.
ગાવું गै १. ५. (गीत ભૂ. કૃ).
ગીત गीत ન.
ગુણવાન गुणवत् વિ.
ગુફા गुहा સ્ત્રી.
ગુરૂ गुरु, आचार्य પુ.
ગુલામ दास પુ.
ગુસ્સે થવું क्रुध्, कुप् ४. ५. (क्रुद्ध, कुपित ભૂ. કૃ.)
ગૂંથવું. ग्रन्थ् ९. ५ रच् १०. ५.
ગોવાળ गोप પુ.
ઘડપણ वार्द्धक (क्य) ન.
ઘણું बहु, प्रभूत વિ.
ઘણીજ अतीव અ.
ઘરડું वृद्ध વિ.
ઘરેણું अलङ्कार પુ. आभूषण ન.
ઘુવડ उलूक પુ.
ઘોડો अश्व, हय, वाजिन् પુ.
ઘોર. घोर વિ.
ચઢાવવું अर्प् १०.५ दा [ यच्छ् ] १. ५
ચંદન चन्दन ન.
ચંદ્ર चन्द्र, विधु, शशिन्, चन्द्रमस् પું.
ચરવું चर् १. ५.
ચહાવું स्निह् ४. ५.
ચળકતું भास्वत् વિ.
ચાંચ चञ्चु, चञ्चू સ્ત્રી.
ચાતુર્ય चातुर्य ન. कला સ્ત્રી.
ચાંદની ज्योत्स्ना, कौमुदी સ્ત્રી.
ચામડું चर्मन् ન.
ચારિત્રવાન્ शीलवत् વિ.
ચાલવું चल् १. ५.
ચાલવું (વર્તવું) वृत् १. આ.
ચિત चित्त ન.
ચિંતા चिन्ता સ્ત્રી.
ચીસ પાડવી आ+क्रुश् १. ५. (उद्)
ચૂમવું चुम्ब् १. १०. ૯. ५.
ચોકખું स्पष्टम् અ.
ચોમાસું वर्षाः સ્ત્રી (નિ. બ. વ.) जलदागम પુ. प्रावृष् સ્ત્રી.
ચોર चोर, स्तेन પુ.
ચોરવું चुर् १०. ५
છતાં अपि અ (तथापि)
છળ કરવો. छल् १०. ५. (छलयति) पीड् १० ५.

છાંયડો छाया સ્ત્રી.
છાંટવું सिच् [ सिञ्च् ] ६. ઉ.પ.
છાતી वक्षस् उरस् ન.
છોકરૂં अर्भक, डिम्भ, शिशु પુ.
છોકરો पुत्र, बाल, तनय પુ.
છોકરી दुहितृ, तनया, कन्या સ્ત્રી.
છોડી મૂકવું मुच् [ मुञ्च् ] ६. ઉ. પ.
જગત जगत् ન. संसार પુ. पृथ्वी સ્ત્રી.
જગત્કર્તા जगत्कर्तृ પુ.
જગતનો નાથ जगन्नाथ પુ.
જંગલ वन, अरण्य ન. अटवी સ્ત્રી.
જટા जटा સ્ત્રી.
જન્મ जन्मन् ન.
જમાઇ जामातृ પુ.
જય जय પુ.
જલદીથી सत्वरम्, शीघ्रम्, तूर्णम् અ
જવા દેવું गमनाय अनु + ज्ञा [जा] ૯. પ. मुच् [मुञ्च्] ६. ઉ. પ. ( છોડી મૂકવું).
જવું गम् [गच्छ्] ૧.પ.या, इ ૨.પ.
જાડો स्थूल, प

જાણવું बुध् ૧. ઉ. પ. ज्ञा [जा] ૯. ઉ. પ.
જાતે स्वयम् અ.
જીતવું जि ૧. પ.
જીભ जिह्वा, रसना સ્ત્રી.
જીવતર जीवित, आयुस् ન.
જીવવું जीव् ૧. પ.
જુવાન સ્ત્રી प्रमदा, ललना સ્ત્રી.
જૂગટું રમવું दिव् [दीव्] ૪. પ.
જૂઠું असत्य ન
જૂદા જૂદા नाना અ.
જેથી येन ( तृ यद् ) यतः અ.
જેવો इव અ. सदृश, तुल्य વિ.
જૈન जैन પુ.
જો यदि, चेत् અ.
જોવું दृश् [पश्य्] ૧. પ. ईक्ष् ૧. આ.
જ્ઞાની ज्ञानवत् વિ.
જ્યાં यत्र અ. જ્યારે यदा અ.
ઝંખના કરવી स्पृह् ૧૦. પ.
ઝરવું स्रु ૧. પ स्नु ૨. પ.
ઝાડ वृक्ष, तरु પુ.
ઝેર विष, गरल ન
ટપકવું स्रु ૧. પ. स्नु ૨. પ.
ટેરવું अग्र ન.
ઠંડો शीतल વિ.
ઠીક છે भवतु

ઠેકાણું **स्थान** ન. **वसति (ती)** સ્ત્રી.
ડંખ મારવો **दंश् [दश्]** ૧. ૫.
ડાબું **वाम** વિ. **दक्षिणेतर** સર્વ૦.
ડાહ્યો માણસ **बुध, प्रज्ञ** પુ.
ઢંકાઇ જવું **आ + वृ** ૫. ઉ. ૫. (સ. બે.) **आवृत** ભૂ. કૃ.
ઢગલો **राशि** પુ.
ઢોળવું **क्षिप्** ૬. ઉ. ૫. **अस्** ૪.૫.
તપવું, તપ કરવું **तप्** ૧. ૫. ( **तप्त** ભૂ. કૃ. )
તપોવન **तपोवन** ન.
તરફ **प्रति** અ
તરવું **तॄ** ૧ ૫.
તરસ **पिपासा** સ્ત્રી.
તલાવ **कासार, तडाग** પુ. ન. **सरस्** ન.
તાપ **आतप** પુ
તારો **तारक, ज्योतिस्** ન. **तारका** સ્ત્રી.
ત્હારા જેવું **त्वादृश** વિ. ( સ્ત્રી. **शी** )
તાવ **ज्वर** પુ.
તિરસ્કાર **तिरस्कार** પુ.
તીવ્ર **तीव्र, चण्ड** વિ.
તેજ **प्रकाश** પુ. **तेजस्** ન. **कान्ति** સ્ત્રી.
તેથી **तस्मात्, अतः** અવ્યય.
તે પ્રમાણે **तदनुरोधेन, एवम्** અ.
તેલ **तैल** ન. તો **तर्हि** અ.
તોછડાઇ **औद्धत्य, वैयात्य** ન.
તોડવી (પ્રતિજ્ઞા) **भञ्ज्** ૭. ૫.
ત્યાં **तत्र** અ.
ત્યાગ કરવો **त्यज्** ૧. ૫.
ત્યારે **तदा** અ.
ત્રાસ **त्रास** પુ. **पीडा** સ્ત્રી.
ત્રાસ આપવો **पीड्** ૧૦૫. **दु** ૫. ઉ. ૫.
થવું **भू** ૧. ૫
થાકી જવું **श्रम् [श्राम्]** ૪. ૫.
થોડું **अल्प** વિ
થોડે દૂર **अनतिदूरम्** અ
દક્ષણા **दक्षिणा** સ્ત્રી.
દયા કરવી **दय्** ૧. આ.
દરરોજ **प्रत्यहम्, प्रतिदिनम् सदैव** અ.
દરેક **प्रत्येक** સર્વ૦ **दिने दिने.**
દર્પણ **आदर्श** પુ
દર્શન **दर्शन** ન.
દવા **अगद** પુ. **औषध** ન.
દાન આપનાર **दातृ** પુ. ન.
દાંત **दन्त** પુ.

દિકરી दुहितृ સ્ત્રી. वत्सा (વ્હાલ સૂચક).
દિલગીરી ઉપજાવનારૂં उद्वेजक વિ.
દિવસે दिवा અ.
દિવાળી दीपोत्सव પુ.
દિશા दिश्, दिशा, ककुभ् સ્ત્રી.
દીવો दीप પુ.
દુનિયા जगत् ન. पृथ्वी સ્ત્રી. संसार પુ.
દુબળો दुर्बल વિ.
દુર્જન दुर्जन પુ.
દુર્લભ दुर्लभ, दुराप વિ.
દુર્વાસા दुर्वासस् પુ.
દુઃખ दुःख ન.
દૂત दूत પુ
દૂધ दुग्ध, पयस् ન.
દૂર दूरम् અ.
દષ્ટિ दृष्टि સ્ત્રી.
દેખાવું. भा ૨. પ.
દેડકો भेक પુ. (સ્ત્રી. की) दर्दुर પુ.
દેવમંદિર देवमंदिर, देवायतन ન.
દેવું હોવું धृ ૧૦. પ.
દેશ ભક્ત देशभक्त પુ.
દૈવત दैवत ન.
દૈવવશાત् यदृच्छया અ
દોડવું धाव् ૧. પ.
દોડી આવવું अनु+धाव् ૧. પ.
દોરડું रज्जु સ્ત્રી.
દ્રવ્ય द्रव्य, वित्त, वसु ન.
દ્રોહ કરવો द्रुह् ૪. પ.
દ્વેષ કરનાર द्विष्ट પુ. ન.
ધન धन, वित्त ન.
ધનવાન્ धनवत् વિ.
ધન્ય धन्य વિ.
ધર્મપત્ની धर्मदाराः (પુ. ન. બ. વ.) धर्मपत्नी સ્ત્રી.
ધારણ કરવું धृ ૧૦. પ. भृ. ૩. પ.
ધારવું मन् ૪. આ.
ધારા धारा સ્ત્રી.
ધાર્મિક धार्मिक વ.
ધિક્કાર धिक् અ.
ધીરજ धैर्य ન.
ધ્રૂજવુ वेप्, कम्प् ૧. આ.
ધોબી रजक પુ.
ધોવું क्षल ૧૦. પ. निज् ૩. ઉ. પ. (પગ વગેરે).
ધોળું श्वेत, शुभ्र વિ.
ધ્યાન ધરવું ध्यै ૧. પ.

નકામું वृथा, निरर्थकम् અ.
નટ नट પુ.
નણંદ ननान्दृ સ્ત્રી.
નથી न અ. નદી, नदी, सरित् સ્ત્રી.
નમસ્કાર नमस् અ.
નમસ્કાર કરવો } नम् ૧. પ.
નમવું }
નરક नरक પુ. ન.
નવાઈ आश्चर्य ન.
નશીબ दैव ન. भवितव्यता સ્ત્રી.
નાખવું क्षिप् ૪. પ. ૬. ઉ. ૫. अस् ૪. પ.
નાચવું नृत् ૪. પ.
નાજુક कोमल, मृदु, पेशल વિ.
નામ अभिधान, नामन् ન.
નાયક नायक પુ.
નાશ થવો नश् ૪. પ.
નિદ્રા निद्रा સ્ત્રી.
નિંદા કરવી निन्द् ૧. પ.
નિરપરાધી अनपराधिन् વિ.
નિર્દોષ निर्दोष, अनागस् વિ.
નિર્ભયતાથી निर्भयम् અ.
નિશાળ शाला, पाठशाला સ્ત્રી.
નિહાળવું सम्+ईक्ष् ૧. આ. (प्र)

નીકળવું+बहिस्‸ गम् [गच्छ] ૧. પ. (બહાર) उद्+भू ૧.પ. (નદી વગેરે.
નીચ नीच વિ.
નીચતા नीचत्व ન.
નીચે अधस्, अधस्तात् અ.
નીડર निर्भय વિ.
નીતિથી धर्मेण, न्यायेन
નોકર किङ्कर, भृत्य, अनुजीविन् પુ.
ન્હવડાવવું स्नप् (स्नापयति) ૧૦. પ. (પ્રે)
ન્હાનું लघु, ह्रस्व વિ.
ન્હાવું स्ना ૨. પ.
પગ पाद પુ.
પગે પડવું पादयः + पत् ૧. પ.
પંખી विहग, पक्षिन् પુ.
પછી पश्चात् અ.
પડી રહેવું स्था [तिष्ठ्] ૧.પ.
પડોશી प्रातिवेश्य, प्रातिवेशिक પુ.
પણ तु, किन्तु; અ. अपि અ.
પતિ कान्त, प्रिय, वल्लभ પુ.
પત્થર उपल, अश्मन्, પુ. शिला दृषद् સ્ત્રી.
પથારી शयन ન.

પરણવું परि + नी ૧. આ.
પરાધીન परवत् વિ.
પરાભવ पराभव, पराजय પુ.
પિરષદ્ परिषद्, सभा સ્ત્રી.
પરીક્ષા परीक्षा સ્ત્રી.
પરીક્ષા લેવી परि + ईक्ष् ૧. આ,
પરોપકારીવૃત્તિ परोपकारवृत्ति સ્ત્રી.
પરોવાએલું व्यापृत, अभिरत વિ.
પરંતુ परन्तु, किन्तु અ.
પર્વત पर्वत, अद्रि પુ.
પવન पवन, अनिल, वायु, वात પુ.
પવાલું पानपात्र ન.
પવિત્ર पवित्र, पावन વિ.
પશુ पशु પુ.
પસાર કરવું नी ૧. ઉ, પ.
પેહરવું धृ ૧૦. પ. धा ૩. ઉ. પ. (परि)
પહેલાં प्रथमम् અ.
પહેલાંના વખતમાં पुरा અ.
પાછળ આવવું अनु + सृ ૧. પ; अनु + गम् [ गच्छ् ] ૧. પ. या ૨. પ. इ ૨. પ. (अनु)
પાછળ દોડવું अनु + धाव् ૧. પ.
પાછા (ફરીથી) पुनर् અ.
પાછા ફરવું प्रति + नि + वृत् ૧. આ. प्रति + आ + गम् [ गच्छ् ] ૧. પ.
પાણી जल, अम्बु, पयस् ન.
પાતક पातक પુ. ન.
પાંદડું पर्ण ન.
પાપી पाप વિ.
પારકું पर સર્વ૦
પાલન કરવું पाल् ૧૦. પ. भृ ૧. ૩. ઉ. પ.
પાશ पाश પુ. (બ. વ.) बन्धन ન.
પાસે समीपे (સ. समीप ન. સાન્નિધ્ય)
પાસે જઈ પહોંચવું उप + गम् [ गच्छ् ] ૧. પ. प्र + पद् ૪. આ. (ઇશ્વર વગેરેમાં મળી જવું).
પિતા जनक, पितृ પુ.
પીગળવું वि + ली ૯. પ. ૪. આ.
પીડવું पीड् ૧૦. પ. दु ૫. પ. बाध ૧. આ.

પીવું **पा [पिब्]** १. પ. (**पीत** ભૂ. કૃ. ).
પીળું **पीत.**
પુણ્ય **पुण्य** ન. પુસ્તક **पुस्तक** ન.
પૂછવું **प्रच्छ् [ पृच्छ् ]** ६. પ.
પૂંછડી **लाङ्गूल (गु)** ન.
પૂજા કરવી **पूज्** १०. પ.
પૂંજી **वित्त** ન. **निधि** પુ.
પૂર **पूर** પુ
પૂરૂં કરવું **सम् + आप्** ५. પ.
પૂળો (ઘાસનો) **घासमुष्टि** પુ. સ્ત્રી.
પેટ **उदर** ન
પેદા કરવું **अर्ज्** १. १०. ઉ. પ.
પેદા થવું **जन् [जा]** ४. આ.
પોતાનું **स्व** વિ. **स्वीय** વિ. **आत्मन्** પુ.
પોતે **स्वयम्** અ.
પોપટ **शुक** પુ.
પ્રકાશ **प्रकाश** પુ.
પ્રકાશવું **प्र + काश्** १. આ. **वि + राज्** १. ઉ.
પ્રજા **प्रजा** સ્ત્રી. ( બ. વ. ) **संतति** સ્ત્રી.
પ્રતિકૂળ **प्रतिकूल** વિ.
પ્રતિજ્ઞા **प्रतिज्ञा** સ્ત્રી.
પ્રમાણ **प्रमाण** ન.
પ્રયત્ન કરવો **यत्** १. આ. (**प्र**).
પ્રવાહ **प्रवाह, ओघ** પુ.
પ્રવેશ કરવો **प्र + विश्** ६. પ.
પ્રસન્ન થવું **प्र + सद् ( प्रसीदति )** १. પ.
પ્રાણ **प्राण असु** પુ. ( નિ. બ. વ. )
પ્રાણી **जीव, प्राणिन्** પુ.
પ્રીતિ **प्रीति** સ્ત્રી. **प्रेमन्** પુ. ન.
ફરકવું **स्फुर्** ६. પ. **स्पन्द्** १. આ.
ફરકવું તે (નામ) **स्फुरण, स्पन्दन** ન.
ફરવુ **अट्** १. પ. **चल्** १. પ. **भ्रम्** १. પ. **भ्रम् [ भ्राम् ]** ४. પ.
ફરીથી. **पुनर्** અ.
ફાવે તે **यथेष्टम्** અ.
ફૂલ **पुष्प, कुसुम** ન.
ફેંકવું **क्षिप्** ६. ઉ. ४. પ. **अस्** ४. પ.
ફેરવવું **भ्रम्** १०. પ. ( **भ्रामयति** ) પ્રે.
બગાડવું **विप्रियं + कृ** ८. ઉ.

બગીચો } उद्यान न.
બાગ }
બતાવવું **दिश्** ૬. પ.
બદલે **स्थाने** ( સ. એ. વ. )
બધું **सर्व** સર્વ૦ **अखिल** વિ.
બધું જાણનાર **सर्वज्ञ, सर्व-विद्** વિ.
બનાવેલું **निर्मित** ભૂ. કૃ. ( **निर् + मा** ૩ આ. )
બંધન **बन्धन** ન.
બરફ **हिम** ન.
બરફનો કરો **करक** પુ. ન. ( **करका** સ્ત્રી ).
બહાર **बहिस्** અ.
બળદ **बलीवर्द, वृष** પુ.
બળવાન્ **बलवत्**
બાણ **बाण, शर** પુ.
બાપ **जनक, पितृ** પુ.
બાળવું **दह्** ૧. પ.
બિચારો **वराक** વિ.
બીક **भय** ન. **भीति** સ્ત્રી
બીકણ સ્ત્રી **भीरू** સ્ત્રી.
બીજો **अन्य** સર્વ૦
બુદ્ધિમાન્ **बुद्धिमत्**
બૂમ મારવી **आ + ह्वे** ૧. ઉ. પ.
બેવાર **द्विः** અ.
બેસવું **उप + आ + विश्** ૬. પ; **नि + सद्** [ **निषीदति** ] ૧. પ.
બોલવું **वद्** ૧. પ. **भाष्** ૧. આ.
બોલાવવું **आ + ह्वे** ૧. ઉ. પ.
બ્હાનું **निमित्त, मिष, कारण** ન.
બ્હેન **भगिनी, स्वसृ** સ્ત્રી.
બ્રહ્મ **ब्रह्मन्** ન.
બ્રહ્મજ્ઞાની **ब्रह्मविद्** વિ.
બ્રહ્મા **ब्रह्मन्, धातृ, विरिञ्चि** પુ.
ભક્ત **भक्त** પુ.
ભક્તિ **भक्ति** સ્ત્રી.
ભગવાન્ **भगवत्** પુ.
ભટકવું **अट** ૧. પ. **परि+भ्रम्** ૧. પ.
ભણવું **पठ्** ૧. પ. **शिक्ष्** ૧. આ
ભણેલો **शिक्षित, विद्वस्** વિ.
ભમરો **भ्रमर, अलि, मधुकर** પુ.
ભય **भय** ન. **भीति** સ્ત્રી.
ભરવું **पृ-पॄ** ૩. પ. ( ભૂ. કૃ. **पूर्ण** )
ભલો **साधु, ऋजु** વિ.
ભાઇ **भ्रातृ, बन्धु** પુ.
ભાર **भार** પુ.
ભાવ **भाव, स्नेह, प्रेम, अनुराग** પુ.

ભાવવું **रुच्** ૧. આ.
ભાવિ **भाविन्** વિ.
ભાષણ **भाषण** ન. **वाच्** સ્ત્રી.
ભાષા **भाषा** સ્ત્રી.
ભાસવું **भा** ૨. ૫.
ભિખારી **भिक्षुक** પુ. **अकिञ्चन** પુ.
ભૂખ્યો **क्षुधित** વિ.
ભૂંકવું **शब्द्** ૧૦. આ. **शब्दायते (तारस्वरेण).**
ભૂંકવું તે (નામ) **चीत्कारशब्द** પુ.
ભૂષણ **भूषण** ન.
ભૂલી જવુ **वि + स्मृ** ૧. ૫.
ભેગું કરેલું **संचित, संभृत** વિ.
ભોજન **भोजन** ન.
ભોજાઇ **भ्रातृजाया** સ્ત્રી.
મદદ **साहाय्य** ન.
મદદ કરવી **साहाय्यं + कृ** ૮. ઉ. ૫
મદોન્મત્ત **मदोन्मत्त, मदोद्धत** વિ
મધ **मधु** ન.
મધમાખ **मधुकरी** સ્ત્રી.
મધુર **मधुर** વિ.
મધુરતાથી **मधुरम्** અ.
મન **मनस्** ન.
મનોરથ **मनोरथ, काम** પુ. **इच्छा** સ્ત્રી.
મંદ **मन्द** વિ.
મરણ **मरण** ન. **मृत्यु** પુ.
મરઘી **कुक्कुटी** સ્ત્રી.
મરાએલો **हत** ભૂ. કૃ.
મરીજવું **मृ (म्रियते)** ૬. આ.
મહાન **महत्** વિ.
મહાસાગર **उदधि, महोदधि** પુ.
મહિમા **महिमन्** પુ. **माहात्म्य, ऐश्वर्य** ન.
મહેનત કરવી **प्र + यत्** ૧. આ. **उद् + युज्** ૭. ઉ. ૫.
મહેમાન **अतिथि, अभ्यागत** પુ.
મહેરબાની **कृपा** સ્ત્રી. **प्रसाद** પુ.
મહેલ **प्रासाद** પુ.
માગનાર **भिक्षुक, याचक** પુ.
માગવું **याच्, भिक्ष्** ૧. આ. **अर्थ्** ૧૦. આ.
માછલું **मत्स्य** પુ.
માટી **मृद्** સ્ત્રી.
માણસ **मनुष्य, नृ, नर** પુ.

માથું शीर्ष, शिरस् ન. मस्तक પુ.
માન આપવું मान् ૧૦. ૫. पूज् ૧૦. ૫.
માનવું मन् ૪. આ. ૮. ઉ.
માફક इव અ.
માફ કરવું क्षम् ૧. આ. क्षम् [क्षाम्] ૪. ૫.
મારે માટે मत्कृते અ.
માર્ગ मार्ग પુ.
માળા माला, स्रज् સ્ત્રી.
મિત્ર मित्र ન. सुहृद् પુ.
મીઠું मधु.
મુક્તિ સ્ત્રી. मोक्ष પુ.
મુગ્ધ થવું मुह् ૪. ૫.
મુંબાઈ मुम्बापुरी સ્ત્રી.
મુશ્કેલી आपद्, विपद् સ્ત્રી. कृच्छ्र ન.
મુસાફરી पर्यटन ન. यात्रा સ્ત્રી.
મૂગો मूक વિ.
મૂર્ખ मूर्ख વિ.
મૂર્છા આવવી मुह् (मूर्च्छीत) ૪. ૫.
મૂળ मूल ન.
મૃગલું मृग, हरिण પુ.
મેલું मलिन વિ.
મેળવવું लभ् ૧. આ. अधि + + गम् [गच्छ्] ૧. ૫. आप् ૫. ૫. ( लब्ध, अधिगत, आप्त ભૂ. કૃ. )
મોક્ષ मोक्ष પુ. मुक्ति સ્ત્રી.
મોટેથી उच्चैः, तारम् અ
મોઢું वदन, मुख, वक्त्र ન.
મોર मयूर પુ.
મૌન मौन ન.
મૌન રાખવું मौनं भज् ૧. ઉ. ૫.
યતિ गति પુ.
યથેષ્ટ यथेष्टम् અ.
યવ यव પુ
યાચના કરવી याच् ૧. આ.
યાદ રાખવું स्मृ ૧. ૫.
યુદ્ધ युद्ध ન. आहव પુ. आजि પુ. સ્ત્રી.
યુદ્ધ કરવું युध् ૪. આ.
યુવાવસ્થા यौवन ન.
યોગ્ય योग्य, उचित વિ.
રક્ષણ કરવું रक्ष् ૧. ૫.
રંગ
રચવું रच् ૧૦. ૫.
રડ रुद् . ૫.

રડવું તે (રૂદન) **रोदन** न.

રણ } **रण, रणाङ्गण** न
રણાંગણ }

રમત **क्रीडा** સ્ત્રી.

રમવું **रम्** ૧. આ. **क्रीड्** ૧. પ.

રમ્ય **रम्य, मनोहर** વિ.

રસ્તો **मार्ग** પુ.

રહેવું **वस्** ૧. પ. ( **उषित** ભૂ. કૃ.)

રાક્ષસ **राक्षस** પુ.

રાજા **राजन्, नृप, नृपति भूभृत्** પુ.

રાત્રિ **निशा, रजनी, रात्रि (त्री)** સ્ત્રી.

રીંછ **ऋक्ष भल्लू (ल्लु) क** પુ.

લઈ જવું **नी** ૧. ઉ. પ.

લખવું **लिख्** ૬. પ. ( **लिखित** ભૂ. કૃ.)

લડવું **युध्** ૪. આ.

લડાઈ **युद्ध** ન. **आहव** પુ.

લલાટ **ललाट** ન.

લાકડી **दण्ड** પુ.

લાગવું (દેખાવું) **भा** ૨. પ.

લાંબો વખત **चिरम्** અ.

લાવવું **आ + नी** ૧. ઉ. પ.

લેવા દેવા **प्रयोजन** ન.

લોક **लोक** પુ. **जन** પુ.

વક્તા **वक्तृ** પુ. ન.

વખત જતાં **गच्छता कालेन**

વખાણવું **प्र + शंस्** ૧. પ. **श्लाघ्** ૧. આ.

વગર **विना** અ.

વગાડવું **वाद्** ( **वादयति** ) ૧. પ. (પ્રે.)

વચન **वचन, वचस्** ન.

વડીલ **गुरु** પુ. **गुरुजन** પુ.

વણિક **वणिज्** પુ.

વધવું **वृध्** ૧. આ.

વધારવું **वृध्** ૧૦. પ. ( **वर्धयति** ) (પ્રે.) **पुष्** ૪. ૯. પ.

વન **वन, अरण्य** ન. **अटवी** સ્ત્રી.

વંદન કરવું **वन्द्** ૧. આ.

વરદાન **वर** પુ.

વરસ **वर्ष** પુ. ન. **अब्द** પુ.

વરસાદ **पर्जन्य** પુ.

વર્ણન **वर्णन** ન.

વર્ણન કરવું **वर्ण्** ૧૦. પ.

વર્તન **वृत्त आचरण** ન.

વર્તવું **वृत्** ૧. આ.

વર્ષાદ થવો **वृष्** ૧. પ.

વલ્કલ: **वल्कल** પુ. ન.

વશ કરવું **वशी + कृ** ८. ઉ. પ.
વસ્તુ **वस्तु** ન. **अर्थ** પુ.
વહાલું **प्रिय** વિ.
વહુ **वधू, स्नुषा** સ્ત્રી.
વહેવું **वह्** ૧. ઉ. પ. **वा** ૨. પ. (પવન)
વાઘ **व्याघ्र, शार्दूल, द्वीपिन्** પુ.
વાઘનું ચામડું **व्याघ्रचर्मन्** ન.
વાંક કાઢવો **उपा + लभ्** ૧. આ
વાજું **वादित्र** ન.
વાણી **वाच्, वाणी** સ્ત્રી.
વાત **कथा** સ્ત્રી.
વાદળું **मेघ** પુ.
વાંદરૂં **वानर, कपि** પુ.
વાયુ **वात, वायु** પુ.
વારંવાર **वारंवारम्, अजस्रम्** અ.
વાવું **वा** ૨. પ.
વાસણ **पात्र** ન.
વાહન **वाहन** ન.
વાળ **कच, केश** પુ.
વિચાર કરવો **चिन्त्** ૧૦. પ.
વિજળી **विद्युत्, तडित्** સ્ત્રી.
વિદ્યા **विद्या** સ્ત્રી. **ज्ञान** ન.
વિદ્વાન્ **विद्वस् कृतविद्य** વિ.
વિપત્તિ **विपत्ति, विपद्, आपद्** સ્ત્રી. **संकट** ન.
વિલંબ કરવો **वि + लम्ब्** ૧. આ.
વિશાળ **विशाल** વિ.
વિષ્ણુ **विष्णु** પુ.
વિહરવું **वि + हृ** ૧. પ.
વેદના **वेदना, पीडा** સ્ત્રી. **दुःख** ન.
વેલી **लता, वीरुध्** સ્ત્રી.
વૈદ **वैद्य, भिषज्** પુ.
વ્યાકરણ **व्याकरण** ન.
વ્હોરવું (સંકટ) **संशयं + आरुह्** ૧. પ.
શકવું **शक्** ૫. પ.
શક્તિ **शक्ति** સ્ત્રી.
શણગારવું **भूष्** ૧૦. પ.
શત્રુ **अरि, शत्रु** પુ.
શરણે જવું **शरणं + गम् (गच्छ्)** ૧. પ. **शरणं + उप + इ** ૨. પ.
શરદ્ ઋતુ **शरद्** સ્ત્રી.
શરમ **लज्जा** સ્ત્રી.
શરમાવું **लज्ज्** ૧. આ.
શરીર **शरीर** ન. **देह** પુ. ન. **वपुस्** ન.

શહેર **नगर** ન.
શાખા **शाखा** સ્ત્રી.
શાંત થવું **शम्** [ **शाम्** ] ૪. પ.
શાબાસ ! **साधु** અ.
શિક્ષક **शिक्षक, अध्यापक** પુ.
શિક્ષા **दण्ड** પુ.
શિક્ષા કરવી **दण्ड्** ૧૦. પ.
શિખર **शिखर** પુ. ન. **अग्र** ન.
શિખામણ **उपदेश** પુ.
શિષ્ય **शिष्य, छात्र** પુ.
શી રીતે **कथम्**
શીલ **शील** ન.
શી વાત **किं पुनर्** અ. **का कथा.**
શુદ્ધ **शुद्ध, पवित्र** વિ
શું ? **किम्** અ.
શેઠ **अधिपति, प्रभु, भर्तृ** પુ.
શેરી **रथ्या** સ્ત્રી.
શોક કરવો **शुच्** ૧. પ.
શોભવું **शुभ्** ૧. આ. **राज्** ૧. ઉ. પ.
શોભા **शोभा** સ્ત્રી. **सौन्दर्य** ન.
શ્રાપ આપવો **शप्** ૧. ૪. ઉ. પ.
શ્રીમંત **श्रीमत्** વિ.
સંહાર કરવો **सं + हृ** ૧ પ

સંકટ **संकट** ન. **अनर्थ** પુ. **विपत्ति, विपद्** સ્ત્રી.
સંકોચ **संकोच** પુ. **आशंका** સ્ત્રી.
સખત **तीव्र** વિ.
સંગમ **संगम** પુ
સંગ્રામ **संग्राम** પુ. **आहव** પુ. **आजि** સ્ત્રી. **युद्ध** ન.
સજીવન કરવું **सम् + जीव्** ૧૦. પ. **(संजीवयति) प्राणैः + युज्** ૧૦. પ. **( प्राणै र्योजयति )** પ્રે.
સંતોષ પામવો **तुष्** ૪. પ.
સત્સંગ **सत्संग** પુ.
સફળ થવું **सिध्** ૪. પ.
સભા **सभा, परिषद्** સ્ત્રી.
સમય **समय** પુ. **वेला** સ્ત્રી.
સમૂહ **समूह, कलाप** પુ.
સંપત્તિ **संपत्ति, संपद्** સ્ત્રી. **विभव** પુ. **ऐश्वर्य** ન.
સંભવ હોવો **सम् + भू** ૧. પ.
સંભારવું **स्मृ** ૧. પ.
સવિતા **सवितृ, रवि, सूर्य.** પુ.
સહન કરવું **सह्** ૧. આ.
સાથે **सह, सार्धम्, साकम्** અ.
સાદડી **कट** પુ
સાધન **साधन** ન

સાધુ साधु पु.
સાપ सर्प, अहि पु
સાંભળવું श्रु ५. प
સારૂં साधु, प्रशस्य वि.
સાસુ श्वश्रू स्त्री.
સિપાઇ सैनिक रक्षापुरुष पु
સુકાવું शुष् ४. प.
સુખ सुख न.
સુખથી सुखम् अ.
સુખમય सुखमय वि
સુગંધ सौरभ न. सुवास पु.
સુવાસિત सुरभि वि
સુઇ જવું शी. २ आ. स्वप् २. प.
સૂંઘવું घ्रा [जिघ्र्] १. प.
સૂચવવું सूच् १०. प.
સૂર્યોદય सूर्योदय. पु.
સેના सेना, चमू स्त्री. सैन्य न
સેવા કરવી सेव् १. आ.
સૈનિક सैनिक पु.
સો शत न.
સોનું सुवर्ण, हेमन्, काञ्चन न.
સ્ત્રી पत्नी, भार्या स्त्री.
સ્થાન स्थान न
સ્પર્શ स्पर्श पु
સ્પષ્ટ स्पष्टम् .
સ્વયંવર स्वयंवर पु.
સ્વર્ગ स्वर्ग पु.
સ્વર્ગમાં રહેનાર दिवौकस् वि.
સ્વાર્થ स्वार्थ पु
સ્હવાર प्रातर् अ. प्रातःकाल पु.
હંસ हंस पु.
હનુમાન हनू (नु) मत् पु.
હમણાં अधुना, इदानीम् अ.
હંમેશાં सदा, अनीशम् अ.
હરણ કરનાર हर्तृ पु. न.
હરણ કરવું हृ १. उ. प.
હરાવવું परा + जि १. आ.
હરિકીર્તન हरिकीर्तन न.
હર્ષ हर्ष, आनंद पु.
હસવું हस् १. प.
હાથ हस्त, कर, बाहु पु.
હા પાડીને तथेत्युक्त्वा
હાલવું चल् १. प.
હિત हित, कल्याण, श्रेयस् न.
હુકમ आज्ञा, स्त्री. आदेश पु.
હૃદય हृदय न.
હેતુ हेतु, उद्देश पु.

**સમાપ્ત.**

# પરિશિષ્ટ क

## સંધિ વિચાર.

૧ સ્વર સંધિઃ—(૧) अ કે आ + अ કે आ = आ,
इ કે ई + इ કે ई = ई;
उ કે ऊ + उ કે ऊ = ऊ;
ऋ કે ॠ + ऋ કે ॠ = ॠ
तत्र + अपि = तत्रापि; पितृ + ऋणम् = पितॄणम् વગેરે.

(૨) अ કે आ + इ કે ई = ए; अ કે आ + उ કે ऊ = ओ
अ કે आ + ऋ કે ॠ = अर्; अ કે आ + ऌ = अल्
गङ्गा + उदकम् = गङ्गोदकम्; रमा + ईशः = रमेशः વગેરે.

(૩) अ કે आ + ए કે ऐ = ऐ; अ કે आ + ओ કે औ = औ
योग + ऐश्वर्यम् = योगैश्वर्यम् जल + ओघः = जलौघः;

(૪) इ કે ई + અસવર્ણ સ્વર = य् ( इ કે ई ને બદલે );
उ કે ऊ + " " = व् ( उ કે ऊ ને બદલે );
ऋ કે ॠ + " " = र् ( ऋ કે ॠ ને બદલે );
ऌ + " " = ल् ( ऌ ને બદલે ).
गच्छतु + आर्यः = गच्छत्वार्यः; वसति + अत्र = वसत्यत्र વગેરે.

(૫) ए + સ્વર = अय् + સ્વર કે अ + સ્વર;
ऐ + સ્વર = आय् + સ્વર કે आ + સ્વર;
ओ + સ્વર = अव् + સ્વર કે अ + સ્વર;
औ + સ્વર = आव् + સ્વર કે आ + સ્વર;
विहगौ + उड्डयेते = विहगावुड्डयेते કે विहगा उड्डयेते.

(૬) ग्रामे + अस्मिन् = ग्रामेऽस्मिन्; नमो + अस्तु = नमोऽस्तु.

(७) अमी + अश्वाः = अमी अश्वाः; पाणी + अस्यतः = पाणी अस्यतः; साधू + उपदिशतः = साधू उपदिशतः, मोदेते + अर्भकौ = मोदेते अर्भकौ.

(८) ब्रह्मा + ऋषिः = ब्रह्मर्षिः ( નિ. ૨ ) કે ब्रह्म ऋषिः

વિસર્ગ સંધિઃ—(૧) रामः + गच्छति = रामो गच्छति; रामः + अस्ति = रामोऽस्ति । (२) रामः + इच्छति=राम इच्छति (३) नराः + आगच्छन्ति = नरा आगच्छन्ति; नराः + गच्छन्ति = नरा गच्छन्ति (४) कपिः + अस्ति = कपिरस्ति; कपिः + गच्छति = कपि गच्छति; हरिः + रक्षति = हरिर् + रक्षति = हरी रक्षति (૫) વિસર્ગ + च् કે छ् = श् + च् કે छ् (पशुश्चरति); વિસર્ગ + ट् કે ठ् = ष् + ट् કે ठ् (धनुष्टंकारः); વિસર્ગ + त् કે थ = स् + त् કે थ् (रामस्तरति) (६) વિસર્ગ કે श्, ष् કે स् = વિસર્ગ કાયમ + श्, ष् કે स् અથવા વિસર્ગને બદલે श्, ष् કે स् + स्, ष् કે स् (७) सः કે एषः + पुरुषः = स કે एष पुरुषः

વ્યંજન સંધિઃ—(१) अस्मिन् + उद्याने = अस्मिन्नुद्याने (२) क्षुध् + पिपासा = क्षुत्पिपासा; ग्रामात् + गच्छति કે आगच्छति = ग्रामाद् गच्छति કે आगच्छति (३) एतत् + मुरारि = एतद् मुरारि કે एतन्मुरारि; चित् + मात्र = चिन्मात्र (એકજ); (४) स् કે त वर्ग + श् કે च वर्ग = स् ને બદલે श ને त વર્ગને બદલે च વર્ગ—आकाशात् + जलम् = आकाशाच् + जलम् = आकाशाज्जलम्; स् કે त વર્ગ + ष् કે ट વર્ગ = स् ને બદલે ष् ને त વર્ગને બદલે ट વર્ગ. तत् + टीकते = तट्टीकते (૫) પદાન્ત न + च छ् ट् ठ्. त् કે थ् = न् ને બદલે વિસર્ગ ને અનુસ્વાર સહી-

न् + तथा = सखींस्तथा (६) त वर्ग + ल् = त वर्गने બદલે ल् - मद् + लयः = मल्लयः (७) चतुर् + नाम् = चतुर्णाम्; रामेण વગેરે (८) तस्मात् + शास्त्रम् = तस्माच्छास्त्रम् (९) तत् + हि = तद्धि के तद्धि (१०) वृक्ष + छाया = वृक्षच्छाया.

## પરિશિષ્ટ ख

### ईयस्, इष्ठ પ્રત્યયાન્ત અનિયમિત રૂપો.

| | |
|---|---|
| अन्तिक—नेदीयस्, नेदिष्ठ | પાસેનું. |
| बाढ—साधीयस्, साधिष्ठ | દૃઢ; સારૂં. |
| प्रशस्य { श्रेयस्, श्रेष्ठ / ज्यायस्, ज्येष्ठ | વખાણવા લાયક. |
| स्थूल—स्थवीयस्, स्थविष्ठ | જાડું; સ્થૂળ. |
| दूर—दवीयस्, दविष्ठ | આઘેનું. |
| युवन् { यवीयस्, यविष्ठ / कनीयस्, कनिष्ठ | જુવાન. |
| ह्रस्व—ह्रसीयस्, ह्रसिष्ठ | ટૂંકું. |
| क्षिप्र - क्षेपीयस्, क्षेपिष्ठ | જલદી. |
| क्षुद्र— क्षोदीयस्, क्षोदिष्ठ | ક્ષુદ્ર; નીચ. |
| स्थिर—स्थेयस्, स्थेष्ठ | સ્થિર. |
| उरु—वरीयस्, वरिष्ठ | વિશાળ; પહોળું. |
| प्रिय—प्रेयस्, प्रेष्ठ | વ્હાલું. |
| बहुल—बंहीयस्, बंहिष्ठ | બહુ. |
| गुरु—गरीयस्, गरिष्ठ | ભારે. |
| वृद्ध { वर्षीयस्, वर्षिष्ठ / ज्यायस्, ज्येष्ठ | ઘરડું. |
| दीर्घ—द्राघीयस्, द्राघिष्ठ | લાંબું. |

| | | |
|---|---|---|
| वृन्दारक—वृन्दीयस्, वृन्दिष्ठ | | સુંદર; પૂજ્ય. |
| बहु—भूयस्, भूयिष्ठ | | ઘણું. |
| अल्प | अल्पीयस्, अल्पिष्ठ<br>कनीयस्, कनिष्ठ | ન્હાનું. |
| स्फिर—स्फेयस्, स्फेष्ठ | | જાડું. |

